સ્વ. પૂ. શ્રી લાધાજી સ્વામી ગ્રંથમાળા—મણકો ૫ મો.

શ્રી

# ભક્તામર-મંત્ર-માહાત્મ્ય.

[જેના પ્રથમ ખંડમાં ભક્તામર મૂળ તથા અર્થ, તેનું માહાત્મ્ય દર્શાવનારી કથાઓ અને દ્વિતીય ખંડમાં મંત્ર-શક્તિ તથા મંત્ર-સાધના વિષે નિબંધો મંત્રો, સાધનવિધિ, યંત્રો વગેરે આપ્યું છે.]

---

પ્રથમખંડ-પ્રયોજક

**મુનિ શ્રી છોટાલાલજી**

(સ્વ. પૂ. શ્રી લાધાજી સ્વામીના શિષ્ય.)

---

દ્વિતીય ખંડ-પ્રયોજક તથા પ્રકાશક

**ચુનીલાલ વર્ધમાન શાહ**

સારંગપુર—અમદાવાદ.

---

સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૭૮ વીર સંવત્ ૨૪૪૮ ઇ. સ. ૧૯૨૨

મૂલ્ય રૂ. ૨

# સ્વર્ગસ્થ પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળાનાં પુસ્તકો.

---

મણકો ૧ લો **વિદ્યાસાગર**—ભાગ ૧ લો-(બીજી આવૃત્તિ)
મૂલ્ય રૂ. ૦-૮ ૦

,, ૨ જો **વિદ્યાસાગર**—ભાગ ૨ જો-મૂલ્ય રૂ. ૧-૦ ૦

,, ૩ જો **સદુપદેશ કુસુમમાળા**—ચોથી આવૃત્તિ
(હાલ મળતી નથી.)

,, ૪ થો **માંદાની માવજત**—(હાલ મળતી નથી.)

,, ૫ મો **શ્રી ભક્તામર-મંત્ર-માહાત્મ્ય**-(બીજી આવૃત્તિ)
મૂલ્ય રૂ. ૨ ૦ ૦

,, ૬ ઠો **વિશુદ્ધ-પ્રેમ-પ્રવાહિની**—મૂલ્ય રૂ. ૦-૧૨ ૦

,, ૭ મો **પૂજ્ય શ્રી લાધાજી સ્વામીનું જીવનચરિત્ર**—
(બીજી આવૃત્તિ) મૂલ્ય રૂ. ૦-૮-૦

,, ૮ મો **વિદ્યાસાગર**—ભાગ ૩ જો (હવે છપાશે.)

,, ૯ મો **ઇશ્વરસ્તુતિ**—(સ્વ. અ. સું. પઠીયારકૃત.)
(મળતી નથી.) મૂલ્ય રૂ. ૦-૧-૩

મણકો ૧૦ મો **મહાંધની મસ્તી**—(મળતી નથી.)

,, ૧૧ મો **મ્હારી વીતક વાર્તા**—(એક વિધવાની કરૂણ કહાણી) મૂલ્ય રૂ. ૦-૫-૦

---

મળવાનાં સ્થળો:—

**પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક,**

ઠે. ટાવર પાસે,—**વઢવાણ** કેમ્પ.

તથા

**ચુનીલાલ વર્ધમાન શાહ**

સારંગપુર–**અમદાવાદ.**



# પ્રસ્તાવના.

## [ પ્રથમ આવૃત્તિ ]

'ભક્તામર' એક સ્તોત્ર છે અને તે સ્તોત્રનું ખરૂં નામ 'આદિનાથ સ્તોત્ર' છે કારણકે તેના રચયિતાએ સ્તોત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે "હું આદિ જિનેંદ્રની સ્તુતિ કરૂં છું." પરન્તુ સ્તોત્રના પહેલા જ છંદની શરૂઆત "भक्तामर–प्रणत–मौलि" એ શબ્દોથી થતી હોવાથી તેનું નામ લોકોમાં 'ભક્તામર સ્તોત્ર' એવું રૂઢ થઈ ગયું છે. સ્તોત્ર અતિસુંદર છે અને મર્મસ્પર્શી શબ્દોમાં રચાયું છે. તેના પ્રત્યેક પદ અને શબ્દમાંથી ભક્તિરસનાં નિર્ઝરો સ્ફુરે છે. જૈનો જ નહિ પણ અન્યધર્મી વિદ્વાનો પણ તેની રચના જોઇને કવિના પાંડિત્યથી મુગ્ધ થઇ જાય છે. સ્તોત્ર અતિઉત્તમ છે તે વિષે તો સંદેહ નથી. આજસુધીમાં ભક્તામર સ્તોત્ર ઘણાઓ તરફથી બહાર પડયાં છે, પરન્તુ આ પુસ્તકમાં તેને કેવળ નવીન સ્વરૂપમાં જ લોકોની સમક્ષ મૂકવામાં આવ્યું છે અને આશા છે કે તેનો સારો આદર થશે.

ભક્તામર સ્તોત્ર મંત્રશાસ્ત્રના નામથી પણ પ્રતિષ્ઠિત છે. એ શાસ્ત્રના વિદ્વાનોનો એવો મત છે કે તેના પ્રત્યેક શ્લોકમાં ભારે ખૂબીની સાથે મંત્રનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે, પરન્તુ તે સમાવેશ કેવી રીતે કરવામાં આવ્યો છે, તેનું જ્ઞાન

તો વિરલ જનો જ ધરાવતા હોવા જોઇએ. ભક્તામરના એવા કેટલીક હસ્તલિખિત પ્રતો મળે છે કે જે ચારસો, પાંચસો અને છસો વર્ષ પહેલાં લખાએલી હોય અને તેમાં મંત્ર વગેરે સઘળું લખેલું જોવામાં આવે છે. મંત્રની સાથે તેનું ફળ પ્રાપ્ત કરનારાઓની કથાઓ પણ લખેલી જોવામાં આવે છે અને એવી કથાઓ શ્વેતામ્બર તેમજ દિગંબર બન્ને સંપ્રદાયોના ગ્રંથભંડારોમાંથી મળી આવે છે. દિગંબરોમાં એવી કથાઓનો સંગ્રહ બે ગ્રંથકર્ત્તાઓએ કર્યો છે જેમાંનો એક રાયમલ્લ બ્રહ્મચારીનો કરેલો છે અને તેનો જ અનુવાદ હિંદી ભાષામાંથી સ્વ. પૂજ્ય મહારાજ શ્રી લાધાજી સ્વામીના શિષ્ય મુનિ શ્રી છોટાલાલજીએ કરેલો તે આ ગ્રંથમાં પ્રથમ ખંડરૂપે પ્રસિદ્ધ કર્યો છે. એ રાયમલ્લ બ્રહ્મચારી કયારે થઇ ગયા અને તેમણે આ પુસ્તક કયારે રચ્યું એ વિષેનો ઉલ્લેખ તેમણે પોતેજ પુસ્તકને અંતે કર્યો છે.

રાયમલ્લ બ્રહ્મચારીની કથાઓનું ભાષાંતર આજથી પાંચેક માસ પહેલાં મુનિશ્રી છોટાલાલજી પાસે મારા જોવામાં આવ્યું હતું અને એ કથાઓ પ્રસિદ્ધ કરી એ સ્તોત્રનું અનુપમ માહાત્મ્ય લોકવિદિત કરવાની મારી ઇચ્છાને લીધે તેમણે તે ભાષાંતર મને આપી દીધું હતું. આ કથાઓની રચનામાં બુદ્ધિગમ્યતાનો અંશ નહિ હોવાથી અને તેના પાઠકોને તે અસંભવિત લાગવાનો તથા

એથી ભક્તામરના માહાત્મ્ય સંબંધી હલકો વિચાર આવવાનો ભય હોવાથી મેં તેમાં કેટલોક ઉમેરો કરવાનો પાછળથી વિચાર કર્યો. સ્તોત્રના છંદોની સાથેના મંત્રો, સાધનવિધિ અને યંત્રો તો હિંદી પ્રતમાં તૈયાર જ હતાં અને તે ઉપરાંત મંત્રની શક્તિ કેવી રીતે ઇષ્ટ ફળદાયક થઇ શકે તે વિષેનો એક નિબંધ લખવાનો વિચાર મને આવ્યો કે જેથી મંત્રોને વહેમ માનનારાઓ ભ્રમિત થતા અટકે. આ વિચારને મેં આ પુસ્તકમાં બીજો ખંડ 'મંત્ર–માહાત્મ્ય' નામનો ઉમેરીને અમલમાં મેલ્યો અને એ રીતે બન્ને ખંડવાળું 'ભક્તામર–મંત્ર–માહાત્મ્ય' નામનું પુસ્તક આજે પ્રસિદ્ધિમાં મેલાય છે. આ કથાઓની યોજના કરવામાં તેમજ મંત્ર–યંત્રાદિનો ઉતારો કરવામાં પોતાની હિંદી પ્રતનો છૂટથી ઉપયોગ કરવાની પરવાનગી આપવા માટે તેના કર્તા શ્રીયુત ઉદયલાલ કાશલીવાલનો હું આભારી છું.

પુસ્તકના દ્વિતીય ખંડમાં સાધનવિધિ, મંત્રો અને યંત્રો આપ્યા છે. તેની શુદ્ધતાને માટે બહુ કાળજી રાખવામાં આવી છે, છતાં ટાઇપમાં કોઈ દોષને લીધે કાંઇ ભૂલ રહી ગઇ હોય તો તેને માટે ક્ષમા માંગ્યા વિના બીજો ઉપાય નથી. યંત્રોની શિલાછાપ વધારે ચોખ્ખી કરવાને બહુએ પ્રયત્ન કર્યો છે અને તે કેટલો સફળ થયો છે તે વાચકો જોઇ શકશે. યંત્રોની અંદર ગોઠવેલા ઋદ્ધિ મંત્રોને છૂટા છાપેલા ઋદ્ધિ મંત્રોની સાથે વાચકોએ

સરખાવી લેવા કૃપા કરવી, કારણકે તેથી કોઇ રેખા બિંદુ છાપમાં ઉડી ગયાં હોય તો તુરત જણાઇ આવે.

મંત્રવિધિના સંબંધમાં એટલું વિશેષ કહેવાની જરૂર છે કે કેટલાક મંત્રોની તો વિધિ તેમાં પૂર્ણ આપેલી છે પણ કેટલાકમાં તો માત્ર તેનું ફળ જ લખ્યું છે. હસ્તલિખિત પ્રતોમાં પણ એવું જ આપ્યું છે અને તેથી આ પુસ્તકમાં એ પ્રમાણે પ્રસિદ્ધ કર્યું છે. એ અપૂર્ણ વિધિનું કારણ એવું હોવું જોઇએ કે કોઇ કોઇ શ્લોકોના મંત્રોનું ફળ પરસ્પર મળે છે તેપરથી એવું અનુમાન કરી શકાય છે કે એવા મંત્રોનો સાધનવિધિ પણ એકસરખો જ હોવો જોઇએ અને તેટલા માટે તેના સંબંધમાં પુનઃ પુનઃ વિધિનો ઉલ્લેખ કરવાનો શ્રમ ત્યજી દેવામાં આવ્યો હોવો જોઇએ. પ્રકાશકે તો જે આકારમાં મળ્યું છે તે જ આકારમાં પ્રસિદ્ધ કર્યું છે.

કથાઓનો વિભાગ મુનિ શ્રી છોટાલાલજીએ પોતાની જ પદ્ધતિ ઉપર લખ્યો છે. કથાનો મૂળ ભાવાર્થ એકસરખો રાખીને કોઈ કોઈ સ્થળે ઉપદેશક ભાવાર્થમાં ન્યુનાધિકતા અથવા પાત્રોનાં નામ-ઠામમાં ફેરફાર કર્યો છે, તોપણ મૂળ લેખકના આશયને સારી પેઠે જાળવીને તેમણે એ કામ કર્યું છે.

અમદાવાદ<br>દીવાળી સં. ૧૯૭૧ } **ચુનીલાલ વર્ધમાન શાહ.**

## [ દ્વિતીય આવૃત્તિ ]

લાંબા વખતથી આ પુસ્તકની પહેલી આવૃત્તિ ખપી ગઇ હતી, પરન્તુ યંત્રો છાપવાના કેટલીક પ્રતિકૂળતાને લીધે તેની બીજી આવૃત્તિ ઘણી માંગણીઓ છતાં પ્રસિદ્ધ થઇ શકી નહોતી, તે અત્યારે પ્રસિદ્ધ થાય છે. પુસ્તક માટેની ઘણી માંગણીઓનો અનાદર કરી જિજ્ઞાસુઓને નિરાશ કરવાની મને ફરજ પડી છે અને વિશેષમાં કેટલાકોનાં કટુ વચનો પણ સાંભળ્યાં છે. અસ્તુ.

આ આવૃત્તિમાં કેટલીક શુદ્ધિ ઉપરાંત 'મંત્ર-સાધના' વિષેનો એક નવો નિબંધ ઉમેર્યો છે, કારણકે પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી જે કાંઇ અપૂર્ણતા આ પુસ્તકમાં અનુભવ ઉપરથી માલૂમ પડી છે તે આ નિબંધવડે પૂરી કરવાનો મેં યથાશક્તિ યત્ન કર્યો છે. કેટલાક મુમુક્ષોઓએ અને જિજ્ઞાસુઓએ આ પુસ્તકનો લાભ સફળતાપુર્વક લીધો છે અને તેથી પણ આ આવૃત્તિ આટલા ઉમેરા સાથે પ્રસિદ્ધ કરવાનું મને ઉત્તેજન મળ્યું છે.

પુસ્તકનું મૂલ્ય વધારવાની જરૂર પડી છે કારણકે છેલ્લાં સાત વર્ષમાં મજુરી, કાગળ અને છાપવા બાંધવાના બીજા પદાર્થો ત્રણ ચાર ગણા મોંઘા થઇ ગયા છે.

સં. ૧૯૭૮
શ્રાવણ સુદ ૧

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.



## દ્વિતીય ખંડ.

श्री

# भक्तामर-मंत्र-माहात्म्य

## प्रथम खंड : श्री भक्ताम   कथा संग्रह.

प्रयोजक : मुनि श्री छोटालालजी.



# श्री भक्तामर कथासंग्र..

वसंततिलका वृत्तम्।

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-
मुद्योतकं दलितपापतमोवितानम्।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वालंबनं भवजले पततां जनानाम् ॥ १ ॥

**અર્થ:**—ભક્ત દેવતાનાં પ્રણામ કરતાં નમેલાં મસ્તકોને વિષે રહેલા મુકુટમણિને પ્રકાશિત કરનાર, પાપરૂપી અંધકારના સમૂહને નષ્ટ કરનાર તથા યુગાદિથી સંસારરૂપી સમુદ્રમાં પડેલાં મનુષ્યોને આશ્રયરૂપ એવા શ્રી જિનેન્દ્ર ભગવાનના ચરણદ્વયને રૂડા પ્રકારવડે નમસ્કાર કરીને—(૧)

यः संस्तुतः सकलवाङ्मयतत्त्वबोधा-
दुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः।

**स्तोत्रैर्जगत्त्रितयचित्तहरैरुदारैः**
**स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥**
**(युग्मम्)**

**અર્થ:**—સમસ્ત શાસ્ત્રોના તત્ત્વના જ્ઞાનથી ઉત્પન્ન થએલી નિપુણ બુદ્ધિદ્વારા ત્રણે લોકના ચિત્તનું હરણ કરનાર ઉદાર (મોટાં) સ્તોત્રોથી ઇન્દ્રદેવે પણ જેની સ્તુતિ કરી છે, એવા શ્રી પ્રથમ જિનેન્દ્ર ભગવંતની હું સ્તુતિ કરીશ. (૨) (પહેલા અને બીજા શ્લોકનું અત્ર કલાપક છે.)

**કથા.**

૧-૨ શ્લોકથી અને તેના મંત્રોની આરાધનાથી 'હેમચંદ્ર' શેઠને જે ફળ થયું અને જે અમૂલ્ય લાભ મળ્યો તે અને આ શ્લોકોનો કેવો અત્યુત્તમ પ્રભાવ છે તે બતાવવાને ઉક્ત શેઠની કથા આ નીચે કહી છે.

માળવાધિપતિ સુપ્રસિદ્ધ વિદ્યાપ્રેમી મહારાજા ભોજ ઉજ્જેણી નગરીમાં સુશોભિત રાજ્યકચેરીમાં અને સરદારો, સામંતો તથા પંડિતોથી ભરાયેલા મંડળની વચ્ચે બિરાજી રહ્યા છે. અનેક પ્રકારની દેશ, વિદેશ, નીતિ, ન્યાય વિષેની વાતો ચાલી રહી છે. એક બીજા સહુ નિઃશંકપણે પોતપોતાના વિચારો

જાહેર કરે છે. તેવે પ્રસંગે દરવાજાપરના પ્હેરેગીરે આવી નમન કરી રાજાને કહ્યું કે "મહારાજ! કોઈ બ્રાહ્મણ આપની પાસે કાંઈ વાત નિવેદન કરવાને ઇચ્છે છે. જો આપની અનુજ્ઞા હોય તો લાવું." રાજાએ કહ્યું કે 'ભલે ખુશીથી આવવા દે.' અનુજ્ઞા મળતાંની સાથે જ પહેરેગીર ચાલ્યો ગયો અને થોડી વારમાં એક સુંદર આકૃતિ તથા ભવ્ય ચહેરાવાળો બ્રાહ્મણ આવી રાજાને શુભાશીષથી વધાવી ઊભો રહ્યો. રાજાએ યથાયોગ્ય માન આપી બેસવાને આસન અર્પ્યું. આસનપર બેઠા પછી બીજી કેટલીએક વાત કર્યા પછી બ્રાહ્મણે ધીમે રહી કહ્યું કે, "મહારાજ! મેં એકથી અનેક વાર સાંભળ્યું છે કે 'ભક્તામર' સ્તોત્ર મહા પ્રાભાવિક છે અને એ સ્તોત્રના કર્તા સમર્થ વિદ્વાન્ 'માનતુંગ' નામના આચાર્યે તેનો પ્રભાવ બતાવ્યો પણ હતો. પરન્તુ મને તે વાતપર વિશ્વાસ આવતો નથી કે એ પ્રભાવ ભક્તામરનો હોય, કારણકે માનતુંગ આચાર્ય મંત્રશાસ્ત્રના જ્ઞાતા હતા અને તેથી મંત્રના પ્રભાવથી યા કોઈ દેવના પ્રભાવથી અથવાતો કોઇ ઔષધિના પ્રતાપથી કદાચ ચમત્કાર બતાવ્યા હોય તો તે બનવાજોગ છે અને એવા પ્રયોગવડે લોકોને આશ્ચર્ય પમાડીને તે પ્રભાવ ભક્તામરનો છે તેવું લોકોમાં જાહેર કરેલું જણાય છે. પણ વાસ્તવિક રીતે એવો પ્રભાવ ભક્તામરનો જ હોય

એમ માની શકાતું નથી. માટે હું તો ભક્તામરનું માહાત્મ્ય સત્ય ત્યારે જ સમજું કે જો અહીં બીજો કોઇ તેનો પ્રભાવ બતાવે; નહિતર ભકતામરનો પ્રભાવ કાંઇ છે નહિ એમ જે હું માનું છું તે સત્ય જ છે." આ પ્રમાણે બ્રાહ્મણનાં વચન સાંભળી રાજાને પણ ભક્તામરના માહાત્મ્ય અને સત્ય પ્રભાવ માટે શંકા થઇ અને તેથી સત્ય પ્રભાવ જાણવાના ઇરાદાથી કચેરીમાં બેઠેલા સભાજનો સમક્ષ રાજા કહેવા લાગ્યો કે "મ્હારી આ નગરીમાં ભક્તામર જાણનાર અને તેનો પ્રભાવ બતાવનાર કોઈ છે?" આ વચન સાંભળી એક મનુષ્ય બોલ્યો કે "મહારાજા! આપની નગરીમાં 'હેમચંદ્ર' નામે શેઠ છે કે જે ભદ્રિક, ધર્માત્મા અને સદાચારી છે તેમજ ભક્તામર સ્તોત્ર બહુ જ સારી રીતે જાણે છે. તેમને પૂછવાથી આપશ્રી કાંઇક જાણી શકશો એમ મ્હારૂં માનવું છે."

રાજાએ હેમચંદ્ર શેઠનું નામ સાંભળી તેમજ તે સારી રીતે ભક્તામર જાણે છે એવું જાણી એક નોકરને હુકમ કર્યો કે "હેમચંદ્ર શેઠને જલદીથી બોલાવી લાવો." રાજાની આજ્ઞા થતાં જ નોકર ગયો અને શેઠને રાજાજી બોલાવે છે એવું કહ્યું એટલે રાજાની આજ્ઞાને માન આપી શેઠ યથોચિત સ્થિતિએ રાજદરબારમાં આવી નમન કરી, 'શી આજ્ઞા છે' કહી ઊભા રહ્યા.

રાજાએ શેઠને યોગ્ય સન્માન આપી બેસાડયા પછી કહ્યું કે, "શેઠજી! મેં સાંભળ્યું છે કે આપ ભક્તામર સ્તોત્રને જાણો છો અને ભક્તામર અત્યંત પ્રાભાવિક કહેવાય છે એ પ્રભાવ પણ તમે જાણો છો, તો તે શું સત્ય છે? જો એ સત્ય હોય તો ભક્તામરનો પ્રભાવ જાણવાની મ્હારી ઇચ્છા છે." જવાબમાં શેઠે જણાવ્યું કે "ગુરૂકૃપાથી ભક્તામર અને તેનો પ્રભાવ હું કાંઇક જાણું છું અને આપને જો તે પ્રભાવ જાણવા-જોવાની ઇચ્છા હોય તો મને ત્રણ દિવસની મુદત આપો." તેમની માંગણી પ્રમાણે રાજાએ ત્રણ દિવસની મુદત આપી. વાત કરતાં ત્રણ દિવસ પૂરા થયા. ત્રીજે દિવસે સાંજના સમયે રાજાએ ભક્તામરનો પ્રભાવ જોવાના ઇરાદાથી જ હેમચંદ્ર શેઠને મજબૂત બંધનોથી બાંધી પકડી એક ઘણા જ ઊંડા કુવામાં ઉતારી મૂકયા અને તે કોઇ પણ યુક્તિથી બહાર ન નીકળી જાય તેના માટે પોતાના સિપાઇઓને ચોકી કરવાને માટે રાજાએ બેસાર્યા.

કુવામાં ઉતાર્યા પછી હેમચંદ્ર શેઠે એક ધ્યાનથી શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પ્રથમનાં બે કાવ્યોનું ચિંતવન કર્યું. તે પ્રાભાવિક શ્લોકોના પ્રભાવથી 'ચક્રેશ્વરી' દેવી પ્રકટ થઇ અને હેમચંદ્ર શેઠનાં સર્વ બંધનો છોડી બંધનમુક્ત કર્યા, એટલું જ નહિ પણ તે શેઠને વસ્ત્રાભૂષણથી સારી રીતે શણગારી દૈવિક શક્તિથી તે જ

કુવામાં એક સુન્દર સ્થળ બનાવી ત્યાં જ રાખ્યા.

આટલું કાર્ય કરી 'ચક્રેશ્વરી' દેવી ત્યાંથી નીકળી બારોબાર ઉજ્જેણીમાં આવી રાજાને આકસ્મિક શારીરિક મહાવ્યાધિ ઉત્પન્ન કર્યો અને દેવી અદૃશ્ય થઇ. વ્યાધિથી મુક્ત થવાને રાજાએ અનેક ઔષધોપચાર કર્યા પણ સઘળા વ્યર્થ. એકાદ દિવસ એવી રીતે વીતી ગયા પછી જ્યારે રાજવૈદ્યો પણ રાજાને વ્યાધિ-મુક્ત ન કરી શકયા ત્યારે રાજા ખિન્ન થયો. બીજે દિવસે આકાશવાણી થઇ કે "હેમચંદ્ર શેઠ આવી રાજાને વ્યાધિ મટાડે તો જ મટે તેમ છે.–બીજા ઉપાયો વ્યર્થ છે." આ શબ્દો સાંભળતાં જ રાજાનો હુકમ થયો કે "જાઓ, હેમચંદ્ર શેઠને બોલાવી લાવો." હુકમ થતાંની સાથે જ રાજ્યાધિકારીઓ દોડચા અને જે કુવામાં શેઠને ઉતાર્યા હતા, ત્યાં આવી શેઠના નામનો અવાજ કર્યો. ત્યાં સુશોભિત વસ્ત્રાભૂષણથી અલંકૃત શેઠ કોઇની પણ સહાય વિના જ સ્વયમેવ કુવાની બહાર આવ્યા. આ દેખાવથી લોકોમાં આશ્ચર્ય થયું કે રાજાએ તો આને ઘણા જ મજબૂત બંધનથી બાંધીને કુવામાં ઉતાર્યાં હતા પણ આ તો કોઈ અલોકિક શક્તિથી જાતે જ બંધનમુક્ત થયા અને આવા દૈવી વસ્ત્રાભૂષણ પ્રાપ્ત કર્યાં, માટે અવશ્ય આ પ્રાભાવિક પુરૂષ છે. આવા પ્રકારના લોક-સંવાદ વચ્ચે શેઠે રાજાની હજુરમાં આવી પવિત્ર જળ મંગાવી

ભક્તામરના પ્રથમના બે શ્લોકો ભણી તેનાથી જળ મંત્રી ત્રણ અંજલિ છાંટી, ત્યાં તો જરા વારમાંજ રાજાને આરામ થયે અને શાંતિ થઇ. પછી રાજાએ શેઠને "કુવામાં બંધનથી કેમ રીતે મુક્ત થઇ બહાર આવ્યા અને મ્હને શારીરિક વ્યાધિથ કેમ મુક્ત કર્યો" તે પૂછ્યું. તેના જવાબમાં શેઠે 'ભક્તામરન બે જ કાવ્યથી આ કાર્ય થયું છે,' એમ જણાવ્યું. આ સાંભળી રાજાને વિચાર થયો કે "જ્યારે બે જ કાવ્યમાં-શ્લોકમ આવો પ્રભાવ છે તો પછી આખા ભક્તામરથી મહાન લાભો થાય એમાં શું આશ્ચર્ય?" આથી રાજાને અને પ્રથમ ભક્તામરના પ્રભાવ માટે શંકા કરનાર બ્રાહ્મણ તેમ જ ઘણા સભાજનોને ભક્તામર માટે શ્રદ્ધા, ભક્તિભાવ, અને પૂજ્યભાવ ઉત્પન્ન થયો. ત્યારપછી હેમચંદ્ર શેઠને રાજાએ ઘણા સન્માનો પોતે તેમને બંધને બંધાવ્યા તેને માટે ક્ષમા માંગી, મોટા સન્માનથી ઘેર મોકલ્યા. ત્યારપછી જૈન ધર્મના પ્રભાવ વધવાની સાથે અનેક મિથ્યાત્વી લોકો જૈન ધર્મના રસિક બન્યા

---

**बुद्ध्या विनाऽपि विबुधार्चितपादपीठ**
**स्तोतुं समुद्यतमातिर्विगतत्रपोऽहम् ।**

**बालं विहाय जलसंस्थितमिन्दुबिम्ब-**
**मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ॥ ३ ॥**

**અર્થ:**—જેનું ચરણાસન પણ દેવોવડે પૂજાએલું છે, એવા હે પ્રભુ! જેમ કોઇ બાળક જળમાં પડેલા ચન્દ્રમાના પ્રતિબિંબને એકદમ ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે, પરન્તુ બીજો કોઇ માણસ ઇચ્છા કરતો નથી, તેવી રીતે મેં બુદ્ધિ વિના પણ લજ્જાવિહીન થઇને તમારી સ્તુતિ કરવામાં પ્રવૃત્તિ કરી છે. (૩)

**वक्तुं गुणान् गुणसमुद्र शशाङ्ककान्तान्**
**कस्ते क्षमः सुरगुरुप्रतिमोऽपि बुद्ध्या ।**
**कल्पान्तकालपवनोद्धतनक्रचक्रं**
**को वा तरीतुमलमंबुनिधिं भुजाभ्याम् ॥ ४ ॥**

**અર્થ:**—હે ગુણસમુદ્ર! પ્રલયકાળના પવનથી જેની વિષે મગર મચ્છાદિ જીવો ઉછળી રહ્યા છે એવા સમુદ્રમાં હાથવડે તરવાને કોઇ શક્તિમાન હોય છે? [અર્થાત કોઇ નહિ]; તેવી રીતે ચંદ્રમા સમાન ઉજ્જ્વલ તમારા ગુણોનું વર્ણન કરવાને બૃહસ્પતિ સરખો પણ ક્યાંથી શક્તિમાન હોય? (૪)

## કથા.

૩—૪ શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથા :—

આ ભરતભૂમિપર સુન્દર, ફળદ્રુપ, રસાળ, ધનધાન્યથી ભરપુર 'અવન્તિ' નામે દેશમાં, જોવાથી મનને આનંદ ઉત્પન્ન થાય અને ચિરકાલ ત્યાં જ રહેવાનું મન થાય તેવી 'ઉજ્જયિની' નામે સુશોભિત નગરીની અંદર 'સુમતિચંદ્ર' નામે એક વૈસ્ય રહેતો હતો. તે નીતિમાન, બુદ્ધિમાન, સરલ અને દયાવાન, તેમ જ ધર્મપ્રેમી હતો. પરન્તુ કર્મસંયોગે તે બહુ જ દરિદ્ર હતો. આજે ખોરાક મળ્યો તો કાલે શું ખાઇશ તેવી ચિંતા થાય તેવો તે કંગાલ હતો, છતાં અન્યાય કે અનીતિના માર્ગે દોરાયલો ન હતો. એક દિવસે ઉજ્જયિની, નગરીની બહારના ઉદ્યાનમાં, "અનાશ્રવી" નામના પવિત્ર મહાત્મા પોતાના શિષ્યમંડળ સાથે પધાર્યા. ગામમાં મહાત્મા પધારવાની ખબર થવાથી અનેક સ્ત્રીપુરૂષો દર્શનાર્થે અને સદુપદેશ શ્રવણ કરવા નિમિત્તે હર્ષભેર આવવા લાગ્યાં અને મહાત્માની પાસે આવી શાન્ત ચિત્તથી અને જીજ્ઞાસુ વૃત્તિથી આત્મિક બોધ શ્રવણ કરવા લાગ્યાં. આ સદુપદેશ શ્રવણ કરવા અર્થે સુમતિચંદ્ર નામનો વૈસ્ય પણ આવ્યો હતો. સમય પૂર્ણ થતાં વ્યાખ્યાનની પૂર્ણતા થઇ અને અનેક સ્ત્રીપુરૂષો સદ્‌ગુણો ગ્રહણ કરી દુર્ગુણ ત્યાગ કરી અપૂર્વ આનંદથી ફરી વાર અહીં

આવવાના ઇરાદાથી પોતપોતાને સ્થાને ગયા. જ્યારે દરેક જણ ચાલ્યા ગયા ત્યારે સુમતિચંદ્ર કે જે હજુસુધી શાન્ત ચિત્તથી બેઠો હતો અને સાંભળેલા અમૂલ્ય બોધનું મનન કરતો હતો તે બેઠેલા સ્થાનથી ઉઠી ઊભો થઇ, 'અનાશ્રવી' મહાત્માની પાસે આવી-શ્રદ્ધા અને ભક્તિપૂર્વક વંદન-નમસ્કાર કરી નજીક બેસી હસ્ત જોડી કહેવા લાગ્યો કે "મહાત્મન્! આપે ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાવ્યું અને એવા ધર્મથી જ મુક્તિ મળે એમ કહ્યું તે યથાર્થ છે, પણ ધર્મ કરવો એ મનોવૃત્તિ શાન્ત અને સ્થિર હોય તો જ બની શકે. કાંઇક બાહ્ય જીવન સુખરૂપ હોય તો તે બને, પણ દરિદ્રી માણસ કે જેને એક ટંકના ખોરાકને માટે વાંધા પડતા હોય તેવા મનુષ્યો ધર્મ કેવી રીતે કરી શકે? મ્હને ધર્મ કરવાની બહુએ ઇચ્છા છે, પણ દરિદ્રતારૂપી પિશાચિની મ્હારો કેડો છોડતી નથી. આપશ્રી દયાળુ છો અને કોઇ પ્રાણીને સુખી કરવો એ આપનો ધર્મ છે. પરોપકારી પુરૂષો હમેશાં સંકટો સહીને પણ અન્યનું શ્રેયઃ કરવાને પ્રયત્ન કરે છે, તો આ કંગાલપર દયા કરી મ્હને કોઇ એવો રસ્તો-ઉપાય બતાવો કે જેથી દરિદ્રતારૂપી પાપિણી મ્હારો છેડો છોડે."

આવાં દુઃખપૂર્ણ વચન સાંભળી દયાળુ મહાત્માનું હૃદય દયાથી દ્રવવા લાગ્યું અને તેનું શ્રેયઃ કરવાની લાગણી થઇ આવી.

દ્રવિત હૃદયે મહાત્મા બોલ્યા કે:-"ભાઇ! જે સુખદુ:ખ આવે છે તે પૂર્વકૃત કર્માનુસાર આવે છે અને પૂર્વે જન્મમાં કોઇને દાન ન આપ્યું હોય-દાન દેનારને અટકાવ્યા હોય-વિગેરે અનેક પ્રકારનાં દાનાન્તરાય અને લાભાન્તરાય કર્મના યોગ-વડે કરીને બીજા જન્મમાં દરિદ્રતા આવે છે, અને એ દરિદ્રતા કાપવાનો ધર્મ સિવાય અન્ય એક પણ રસ્તો નથી માટે ધર્મ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા રાખી ન્યાયપરાયણ બનશો તો સુખી થશો. ધર્મ કરવાથી અનેક જીવો સુખી થયા છે માટે ધર્મની શ્રદ્ધા રાખી તેનું સેવન કરો અને હું તમોને આ બે શ્લોક આપું છું તેનો વિધિપૂર્વક પાઠ, અધ્યયન, જાપ કરવાથી તમે દરેક રીતે સુખી થશો. એટલું કહી તે દયાળુ મહાત્માએ ભક્તામરનો ત્રીજો અને ચોથો શ્લોક-એ બે શ્લોક આપ્યા અને તેનો કેવી રીતે જાપ કરવો તે પણ સમજાવ્યું. સંત પુરૂષો હમેશાં દયાળુ જ હોય છે. સુમતિચંદ્રને આવી અમૂલ્ય પ્રસાદી મળવાથી તે ઘણોજ આનંદિત થયો અને મહાત્માના ચરણકમળમાં મસ્તક નમાવી ત્યાંથી પોતાને સ્થાનકે આવ્યો. મહાત્મા પરોપકારાર્થે અન્ય સ્થળે વિહાર કરી ગયા.

પ્રસંગ એવો બન્યો કે-'સુમતિચંદ્ર' કોઇ વણિક પુત્રના સાથે વહાણમાં બેસી પરદેશ જવા નીકળ્યો. તે વહાણમાં અનેક

જણ હતા. વહાણ પાણી કાપતું ધીમે ધીમે આગળ વધ્યે જતું હતું. તેવામાં એકદમ પવન પ્રતિકૂળ થયો અને તોફાન થવા લાગ્યું, એથી વહાણ હાલકલોલક થવા લાગ્યું અને પાણીનાં મોજાં સાથે તે ઉંચે ઉછળવા લાગ્યું તેમજ ડુબવાની તૈયારી હોય તેમ જણાયું. તે વખતે વહાણમાં બેઠેલા દરેક જણ આફતમાંથી મુક્ત થવાને અનેક જાતની પ્રભુપ્રાર્થના કરવા લાગ્યા, પરન્તુ સઘળું વ્યર્થ. હજી તો પુરી એક ઘડી થઈ નથી ત્યાં તો વહાણ ભાગ્યું અને નાવિકો જળમાં ડુબવા લાગ્યા. એ વખતે એકદમ **સુમતિચંદ્રને** ' **અનાશ્રવી** ' મહાત્માએ આપેલ એ શ્લોકનું સ્મરણ થઈ આવ્યું એટલે શુદ્ધ અધ્યવસાયથી તે તેનું સ્મરણ કરવા લાગ્યો અને હાથવતી સમુદ્ર તરવા લાગ્યો. સંસારરૂપી અસીમ સમુદ્રને પ્રભુના સ્મરણથી સહેજે તરી જવાય તેમાં શું આશ્ચર્ય ? થોડી વારમાં જ શ્લોકના સ્મરણ સહિત તરતાં **સુમતિચંદ્રની** સહાય કરવાને શ્લોકના પ્રભાવથી એક દેવી આવી તેને ત્યાંથી ઉપાડી સમુદ્રને કાંઠે મૂકી ગઈ, એટલુંજ નહિ પણ અનેક કિંમતી રત્નો તેને અર્પણ કર્યા અને છેવટે કહેતી ગઈ કે-"જ્યારે કોઇ ખાસ પ્રસંગ હોય અથવા મુસ્કેલી હોય ત્યારે મને યાદ કરવાથી હું હાજર થઇશ."

આટલું કહી મહાન કીમતી રત્નો આપી દેવી ચાલી ગઇ.

સુમતિચંદ્ર શાંતિથી પોતાને ઘેર પહોંચ્યો અને એક જ રત્નનો વ્યય કરી કરોડો નાણાં પ્રાપ્ત કરી મહાન્ ધનાઢ્ય થયો. સમય વીતતાં ઉજ્જયિનીના સઘળા ધનાઢ્યોમાં તે અગ્રગણ્ય ગણાવા લાગ્યો. રાજદરબારમાં તેનું સન્માન થવા લાગ્યું તેમજ માન પ્રતિષ્ઠાની દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. સુમતિચંદ્રને ધન મળવાથી તે બખીલ કે કંજુસ ન બન્યો પણ પોતાની પૂર્વેની દરિદ્ર સ્થિતિનો ખ્યાલ રાખી અનેક દુઃખી આત્માઓને અનેક પ્રકારની સહાયતા આપવા લાગ્યો અને તેથી દાનવીરોમાં પણ તેનું નામ મુખ્ય ગણવા લાગ્યું. આવી રીતે એ શ્લોકોના પ્રભાવથી સુમતિચંદ્ર શાંતિમય જીવન પસાર કરવા લાગ્યો.

---

**सोऽहं तथापि तव भक्तिवशान्मुनीश**
**कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ।**
**प्रीत्यात्मवीर्यमविचार्य मृगो मृगेन्द्रं**
**नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ॥५॥**

**અર્થ:**—હે મુનીશ્વર! આવી રીતે હું તમારી સ્તુતિ કરવાને અસમર્થ છું, તોપણ તમારી ભક્તિને અધીન થઇને જેવી રીતે મૃગ પોતાના બાળકપરની પ્રીતિને વશ્ય થઇને તેનું પરિપાલન

કરવાને વાસ્તે પોતાના બળ કે અબળનો વિચાર પણ કર્યાં વિના સિંહની સામો થાય છે, તેવી રીતે [ મારી શક્તિનો વિચાર પણ કર્યાં વિના ] તમારી સ્તુતિ કરવાને હું તત્પર થયો છું. (૫)

**अल्पश्रुतं श्रुतवतां परिहासधाम**
**त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम् ।**
**यत्कोकिलः किल मधौ मधुरं विरौति**
**तच्चारु चाम्रकलिकानिकरैकहेतुः ॥ ६ ॥**

**અર્થ:**—જેવી રીતે વસંત ઋતુમાં આંબાના મોર (મંજરી) ના પ્રભાવથી કોકિલ પક્ષી મધુર મધુર શબ્દો ટુહૂકારી રહે છે તેવી રીતે હું એક અલ્પજ્ઞ છું અને વિદ્વજ્જનોના હાસ્યને પાત્ર છું તોપણ તમારી ભક્તિ જ મને બલાત્કારથી બોલાવે છે. (૬)

**त्वत्संस्तवेन भवसंततिसंनिबद्धं**
**पापं क्षणात्क्षयमुपैति शरीरभाजाम् ।**
**आक्रान्तलोकमलिनीलमशेषमाशु**
**सूर्यांशुभिन्नमिव शार्वरमंधकारम् ॥ ७ ॥**

**અર્થ:**—જેવી રીતે રાત્રિમાં ફેલાએલો કાળા ભ્રમરા જેવો

તિમિર-સંચય સૂર્યના પ્રકાશથી એકદમ નષ્ટ થઇ જાય છે, તેવી રીતે આપની સ્તુતિથી સર્વ જીવોનાં અનેક ભવનાં બંધાએલાં સઘળાં પાપો ક્ષણમાત્રમાં હણાઈ જાય છે. (૭)

### કથા.

૫-૬-૭ શ્લોકના પ્રભાવથી 'સુધન' શેઠને જે લાભ થયો તેની કથા આ નીચે કહેવામાં આવે છે:—

પટણા શહેરમાં સુધન નામે એક શેઠ રહેતો હતો, તે તેના નામ પ્રમાણે ઘણો જ ધનવાન હતો. જેમ બીજાઓ કરતાં તે વધારે દ્રવ્યવાન હતો તેમ બીજાઓ કરતાં ઉદાર વૃત્તિવાળો પણ વધારે હતો. લક્ષ્મીની સાર્થકતા કયા કાર્યમાં છે તે તે બહુ જ સારી રીતે સમજતો હતો. लक्ष्याभरणं दानं લક્ષ્મીનુ' આભરણ દાન છે અને એ આભૂષણથી જ લક્ષ્મી ટકે છે તથા શોભે છે. આવા દાનનો અપૂર્વ સિદ્ધાન્ત સુધન શેઠ સારી રીતે સમજતો હોવાથી એના આશ્રયથી અનેક મનુષ્યોનો નિર્વાહ ચાલતો હતો. તે દાનમાં દઢ હતો તેવો જ જૈન ધર્મમાં તે રક્ત હતો. જિનપ્રભુ પ્રત્યે તેનો પૂર્ણ ભાવ અને દઢ શ્રદ્ધા હતી. અન્ય દેવોના બાહ્ય આડંબરથી તેની અચળ શ્રદ્ધા ચલિત થતી ન હતી. તેણે ધર્મ કરવાને અને આત્મચિંતન કરવાને અર્થે પોતાના ઘરની એક બાજુમાં. એકાન્તમાં એક ધર્મસ્થાનક

બંધાવ્યું હતું. ત્યાં તે નિરંતર જતો અને મનુષ્યજીવનની સાર્થકતા અને આત્મિક કલ્યાણના ઉચ્ચ વિચારો કરતો, તેમજ તેને અમલમાં મૂકવાને મનોવૃત્તિને દઢ બનાવતો. મનોવૃત્તિની અ-સ્થિરતાને લીધે કોઈ પણ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. સુધન શેઠ બાહ્ય અને આભ્યંતર બન્ને પ્રકારની શાંતિ ભોગવે છે. કોઇ એક દિવસ તે પટણામાં કાપાલિક મતાનુયાયી-હલકી જાતની વિદ્યાના અને દેવીઓના ઉપાસક, 'ધુલી' અને 'ધાસી' નામના બે ધૂર્ત વેશધારીઓ આવ્યા અને આવતાંની સાથે જ પોતાની મલિન વિદ્યાના પ્રભાવથી લોકોને અનેક પ્રકારના ચમત્કારો બતાવવા લાગ્યા, એટલે પટણા શહેરના લોકોનું તેના તરફ વધારે આકર્ષણ થયું. કહેવત છે કે "દુનિયા ઝુકનેવાલી હે, ઝુકાનેવાલા ચાહિયે." જૂદા જૂદા પ્રકારના બાહ્ય સ્વાર્થની પૂર્તિ માટે અનેક મનુષ્યો તે કાપાલિકો પાસે નિરંતર આવવા લાગ્યા. 'गतानुगतिको लोकः' એ ન્યાયાનુસાર એકને લીધે બીજા અને બીજાને લીધે ત્રીજો એમ દિવસ અને રાત્રિ જ્યારે જુઓ ત્યારે કાપાલિકની કૃપાના યાચકો તેના નિવાસ-સ્થાને ભર્યા જ રહેતા. માત્ર નહિ આવવામાં એક સુધન શેઠ અને તેનો ધર્મસ્નેહી ભીમરાજ એ બે જણા જ, કારણકે તેઓ સારી રીતે સમજતા હતા કે વીતરાગ અરિહંત દેવથી

વિશેષ શક્તિમાન્ અન્ય કોઇ દેવ છે જ નહિ અને વળી જે કાંઇ સુખદુઃખ, લાભ ખોટ મળવાં છે તે તો પૂર્વનાં અને અહીંનાં કરેલાં શુભાશુભ કર્મના યોગવડે જ બને છે, અથવા-તો બાહ્ય વસ્તુ કે જે પરિણામે નાશવંત છે, તેના માટે મહેનત કરવા કરતાં આત્મિક સદ્‌ગુણો કે જે હમેશાં આત્માની સાથે જ ટકી રહે છે, તેના માટે મહેનત કરીએ તો તે વધારે લાભ-કારક છે. આવી રીતના વિચારથી કાપાલિકોની નિંદા કર્યા વિના તેઓ માત્ર પોતે પોતાનું સંભાળીને રહેતા હતા. તેવામાં એક દિવસે ઉપર્યુક્ત દંભી કાપાલિકોએ પોતાના શિષ્યોને અભિમાનયુક્ત પ્રશ્ન કર્યો કેઃ "આ પટણા શહેરનાં સઘળાં મનુષ્યો આપણી સેવા પૂજા કરે છે, પણ કોઇ રહી તો જતું નથી ને ?" આ પ્રશ્નના જવાબમાં શિષ્યે કહ્યું કેઃ "પ્રભો! આપની અદ્‌ભુત શક્તિના પ્રભાવથી શહેરનાં તમામ મનુષ્યો આપની પૂજા-ભક્તિ કરે છે, પણ માત્ર બે જણ જ આપની સેવા તો શું પણ આપના સામુંએ જોતા નથી. તે એક 'સુધન' શેઠ અને બીજો '**ભીમરાજ**' એ બંને જણ જિનધર્માનુયાયી છે, અને તેથી કરી આપણે તો તેના મનથી મિથ્યાત્વી-ધૂર્ત-પાખંડી છીએ, એટલે તે અહીં આવતા પણ નથી અને સેવા-ભક્તિ વિગેરે કાંઈ પણ કરતા નથી!" આ શબ્દો સાંભળી કાપા-

લિકને ગર્વને લીધે ક્રોધ ઉત્પન્ન થયો અને લાલચોળ થઈ જુસ્સાભેર બોલ્યો કે "એ બે જણ તો બીચારા કોણ માત્ર છે? એની સત્તા શું? મોટા મોટા મહારાજાઓ આવી મ્હારા પગમાં પડે તો વળી એ બે જણ તો શી વિસાતમાં? હું આજે જ મ્હારી અલૌકિક શકિતનો પ્રભાવ તેઓને બતાવી આપું અને તેના જૈન ધર્મનો પ્રભાવ કેવો છે તે પણ જોઈ લઉં." આવા ગર્વભરેલા શબ્દો બોલીને તે બન્ને શ્રદ્ધાળુઓને કયે રસ્તેથી શ્રદ્ધાભ્રષ્ટ કરવા તે તે વિચારવા લાગ્યો. દિવસ પરિપૂર્ણ થયો અને સૂર્ય અસ્તાચળ પર્વતમાં અદશ્ય થયો. નિશાદેવીએ પોતાની સત્તા જમાવવા માંડી અને સુખીને તેમજ દુખી પ્રાણીઓને શાંતિ આપવાને અર્થે ધામે ધામે અંધકારની વૃદ્ધિ થવા લાગી. દિવસનાં કાર્યોથી શ્રમિત થયેલાં મનુષ્યો નિદ્રાદેવીની આરાધના કરી તેની ગોદમાં શાંતિ મેળવવા લાગ્યાં. આવે વખતે પેલા ગર્વાન્ધ કાપાલિકોએ કોઇ દેવીનું આરાધન કરી તેને બોલાવી. મંત્રના પ્રભાવથી દેવી આવી, શામાટે બોલાવી તે પૂછયું. જવાબમાં કાપાલિકોએ **સુધન** શેઠને અને **ભીમ**રાજને કોઇ પણ રીતે હેરાન કરવા અને મુશ્કેલીમાં ઉતારી પોતાનો પ્રભાવ બતાવવા કહ્યું. દેવી મંત્રથી બંધાએલી હોવાથી તે પ્રમાણે કરવા કબુલ થઇ, **સુધન** શેઠને ઘેર આવી. **ભીમ**રાજ પણ **સુધન** શેઠની સાથે જ રહેતો

હતો. સુધન શેઠના ઘરના દરેક ભાગને દેવીએ ધૂળ અને પત્થરથી ભરી મૂક્યો. ક્યાંય પણ ખાલી જગ્યા ન રાખી અને અંદર રહેલાં મનુષ્યો ગુંગળાઇ મુંઝાઇ મરે તેવો પ્રયત્ન કર્યો. થોડી વારે સુધન શેઠના જાણવામાં આવ્યું કે અમારા ઉપર કાંઇ પણ આફત આવી છે. સુધન શેઠ અને ભીમરાજ ચિંતા કરવા લાગ્યા, પણ ધર્મજ્ઞાને તે ચિંતા તુર્ત જ નાબુદ કરી. विपत्तौ धैर्यं એ સૂત્રાનુસારે ધૈર્ય પકડી આ મુશ્કેલી નથી પણ એક જાતની કસોટી છે એમ માની શાન્ત થયા; પરન્તુ પોતાના ધર્મનો પ્રભાવ બતાવવાની ખાતર અને મુશ્કેલીથી છૂટવાની ખાતર એ બન્ને જણે ભકતામરના ૫-૬—૭ એ ત્રણ શ્લોકનું શુદ્ધ ભાવથી સ્મરણ અને ધ્યાન કરવા માંડયું. હજુ એક ઘડી પણ પૂરી થઇ નહિ ત્યાં તો શાસનરક્ષક દેવ આવી હાજર થયા અને શું કાર્ય છે તે પૂછ્યું. જવાબમાં તેમણે આવેલી મુશ્કેલી દૂર કરવાનું અને ધર્મનો પ્રભાવ બતાવવાનું કહ્યું. શાસનરક્ષક દેવે તુર્ત જ તેઓના ઘરમાંથી ધૂળ અને પત્થરને દૂર કર્યા અને શાંતિ આપી. ત્યારપછી કાપાલિકના ખાસ ભકતો હતા તેને ત્યાં અને કાપાલિકને પોતાને રહેવાની જગ્યોમાં ધુળ અને પત્થર ભર્યા. આ વાત કાપાલિકના જાણવામાં આવતાં તેણે તે પ્રસંગ સુધારવા ઘણા પ્રયત્નો કર્યા, ઘણા દેવ-

દેવીને બોલાવ્યાં, પણ ધૂળ કે પત્થર દૂર થઇ શક્યાં નહિ. આથી કાપાલિકને બહુ જ ખેદ થયો અને પોતાની ભૂલને માટે પશ્ચાત્તાપ થયો. તે વખતે તેણે શાસનરક્ષક દેવને પ્રાર્થના કરી કે મ્હારી ભૂલ થઈ અને મેં અચળ શ્રદ્ધાવાન્ સુશ્રાવકોને હેરાન કર્યા, તેને માટે ક્ષમા માંગું છું. 'આ વિઘ્ન દૂર કરો' આવી પ્રાર્થનાથી શાસનરક્ષક દેવે તુર્ત જ શાંતિ કરી અને સુધન શેઠને ફરી વાર કામ પડે તો બોલાવવાનું કહી દેવ સ્વ-સ્થાનકે ગયા. અહીં પટણામાં જૈન ધર્મનો પ્રભાવ અને મહિમા વધ્યો. ઘણા લોકો જૈન ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાન્ થયા અને આત્મિક ઉત્ક્રાન્તિનાં કાર્યો કરવા લાગ્યા.

જે પ્રભુના સ્મરણ માત્રથી અનાદિ કાળથી આત્માને લાગેલી કર્મરૂપી ધૂળ ક્ષણમાત્રમાં દૂર થાય છે તો પછી આ બહારની ધૂળ દૂર થાય તેમાં શું આશ્ચર્ય છે?

---

मत्वेति नाथ तव संस्तवनं मयेद-
मारभ्यते तनुधियाऽपि तव प्रभावात् ।
चेतो हरिष्यति सतां नलिनीदलेषु
मुक्ताफलद्युतिमुपैति ननूदबिंदुः ॥ ८ ॥

**અર્થઃ**—હે નાથ! એમ માનીને હું અલ્પબુદ્ધિ હોવા છતાં પણ તમારી સ્તુતિ કરવાનો પ્રારંભ કરૂં છું. જેવી રીતે કમળપત્રપર પડેલું જળનું બિન્દુ મોતીના જેવી શોભા ધારણ કરે છે, તેવી રીતે આ સ્તોત્ર પણ આપના પ્રભાવથી સત્પુરૂષોનાં ચિત્તને હરશે. ( ૮ )

**आस्तां तव स्तवनमस्तसमस्तदोषं**
**त्वत्संकथाऽपि जगतां दुरितानि हन्ति ।**
**दूरे सहस्रकिरणः कुरुते प्रभैव**
**पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ॥ ९ ॥**

**અર્થઃ**—જેવી રીતે સૂર્ય અતીશય દૂર હોવા છતાં પણ તેનાં કિરણોવડે સરોવર માંહેનાં કમળો વિકસે છે, તેવી રીતે સઘળાં પાપોને નષ્ટ કરનારૂં આપનું સ્તવન તો ભલે દૂર રહો! માત્ર આપના ચારિત્રની કથા જ લોકોનાં પાપનો નાશ કરે છે. ( ૯ )

**કથા.**

૮-૯ શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથા નીચે પ્રમાણેઃ—

વસન્તપુર નામની નગરીમાં 'કેશવદત્ત' નામનો એક વૈશ્ય રહેતો હતો. તે મિથ્યાત્વને સેવનારો, તેમજ નિર્ધન હતો.

'ગરીબાઇ એ પાપની જન્મદાતા છે' એ નિયમાનુસાર કેશવદત્ત નિર્ધનતાને લેઇ અનેક જાતનાં પાપ કર્મ કરતો હતો અને મહા મુશ્કેલીથી જીવનનિર્વાહ ચલાવતો હતો. કોઇ એક દિવસે તે કેશવદત્તને કોઇ પવિત્ર મુનિનાં દર્શન થયાં અને તેમના પવિત્ર ઉપદેશામૃતનું પાન કરવાનો જોગ મળ્યો. ખરા સંતો કોઇ પણ જાતના પંક્ષાપક્ષ અને મમત્વ કે રાગદ્વેષની વૃદ્ધિનો ઉપદેશ આપતા નથી, પણ એકાન્ત આત્મિક હિતકર જ બોધ આપે છે અને તે ઉપદેશાનુસાર તેમનું વર્તન હોવાથી શ્રોતાના મન ઉપર સચોટ અસર કરી શકે છે. દંભી અને દુરાગ્રહી કહેવાતા ગુરૂઓ સમર્થ ઉપદેશક હોવા છતાં તેઓના ઉપદેશનું પરિણામ અરણ્યરૂદનસમાન બને છે, એ નિઃસંશય છે. કેશવ-દત્તને ઉપદેશ કરનાર મુનિનો ઉપદેશ પવિત્ર હતો એટલું જ નહિ પણ તેઓનું વર્તન પણ પવિત્ર જ હતું. ખરૂં જ છે કે "જેવી છાપ વર્તનથી પડે છે તેવી છાપ વચન માત્રથી પડતી નથી." એક જ વખતના ઉપદેશથી કેશવદત્તના મન ઉપર ધર્મ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને અસત્ય માર્ગની પ્રવૃત્તિ બંધ કરી સત્ય તથા નીતિમય જીવન પ્રવૃત્તિ શરૂ કરી અને બાહ્ય તેમજ આભ્યંતર શાંતિને અર્થે તેણે ભક્તામર સ્તોત્ર મુખપાઠ કર્યું. તે શ્રદ્ધાપૂર્વક તેનું નિત્યપ્રતિ સ્મરણ કરવા લાગ્યો.

એક દિવસ દ્રવ્યપ્રાપ્તિ અર્થે કેશવદત્ત પરદેશ જવાને તૈયાર થયો. પોતાની પાસે જે કાંઇ હતું તેના પૈસા એકઠા કરી પગરસ્તે તે પરદેશ ચાલ્યો. પરદેશ જતાં રસ્તામાં એક ઠગ મળ્યો. તે વાત કરવામાં અને અન્ય લોકોને ફસાવી પાડવામાં ઘણો હોશીયાર હતો. તે ઠગ એક 'રસકૂપ'ની નજીકમાં ફરતો હતો. તેણે આ દ્રવ્યાર્થી કેશવદત્તને આવતો જોઈ તેને પોતાની વાગ્જાળમાં ફસાવી પાડવા માટે કેશવદત્તને પ્રથમ તો સારો આવકાર આપ્યો અને પછી ઘણા જ મિષ્ટ શબ્દોમાં કહ્યું કે "ભાઇ! આ રસકૂપમાં એક જાતનો અમૂલ્ય રસ છે અને તેનામાં અલૌકિક શક્તિ છે. પ્રથમ તો તે રસનું બિન્દુ જો લોઢા ઉપર પડે તો તે સુવર્ણ (સોનું) બની જાય છે. વળી જેની પાસે એ રસ હોય છે તેની દરેક મનઃકામના પૂર્ણ થાય છે; માટે ભાઇ! જો તમે આ રસકૂપમાં જઇ આ તુંબડી ભરી આવો તો તમારૂં અને મારૂં એમ બન્નેનું કામ સિદ્ધ થાય અને ગરીબાઈ અને નિર્ધનાવસ્થા પલાયન કરી જાય." આવા શબ્દો સાંભળી આશાવાન્ કેશવદત્ત લોભમાં પડ્યો અને 'स्वार्थान्धो नैव पश्यति' એ કથન અનુસાર કેશવદત્ત કાંઇ પણ વિચાર કર્યા સિવાય તે રસકૂપમાં ઉતરવાને તૈયાર થયો. તે પેલા ઠગને કહેવા લાગ્યો કે "ભાઈ! તે રસકૂપમાં કેવી રીતે ઉતરી

શકાય?" પ્રત્યુત્તરમાં ઠગે કહ્યું કે: "તે બાબતની ચિંતા કરવા જેવું નથી, કારણકે મારી પાસે એક મજબૂત દોરડું છે તે હું તમારી કેડે બાંધું અને તમે હાથમાં તુંબડી લેઈ કૂપમાં ઉતરો. રસ તુંબડીમાં ભરી લેશો એટલે હું ઉપર ખેંચી લઇશ." આવી રીતે નક્કી કરી કેશવદત્ત દ્રવ્યના લોભે સાહસ કરવા તૈયાર થયો અને કેડે દોરડું બંધાવી હાથમાં તુંબડી લઇ કૂપમાં ઉતર્યો. કૂપમાંથી રસની તુંબડી ભરી દોરડું હલાવ્યું એટલે ઠગે ઉપર ખેંચવા માંડયો. કૂપના કાંઠે કેશવદત્ત આવ્યો એટલે ઠગ કેશવદત્તને કહેવા લાગ્યો કે "તું પહેલાં મને તુંબડી આપી દે, પછી હું તને ઉપર ખેંચી લઉં, કારણકે વખતે તુંબડીમાંથી રસ ઢોળાઇ જાય તો વળી ફરી મહેનત પડે." વિશ્વાસુ કેશવદત્તે તે વાત કબુલ કરી તુંબડી પ્રથમ આપી દીધી. ઠગના હાથમાં તુંબડી આવી એટલે તેને એક બાજુએ મૂકીને દોરડું હાથમાં હતું તેને કાપી નાંખ્યું એટલે કેશવદત્ત બિચારો કૂવાને તળીયે જઇ પડયો. કાંઇક સદ્ભાગ્યયોગે ક્યાંય અથડાયા વિના બરોબર વચમાં જ પડયો, એટલે બહું વાગ્યું તો નહિ પણ મુંઝાવા લાગ્યો. ગભરામણ વધી પડી ત્યારે બહુ જ દીન બની ગયો અને અનેક દેવદેવીની આ દુખથી છોડાવવા માટે પ્રાર્થના કરવા લાગ્યો. એમ કરતાં એકદમ એને ભકતામર સ્તોત્રનું સ્મરણ થઈ આવ્યું

એટલે તે શુદ્ધ ભાવથી અને એકાગ્ર વૃત્તિથી ૮-૯ મા શ્લોકનું ચિંતવન કરવા લાગ્યો. થોડી વારે એકાગ્ર વૃત્તિથી ઉપરોક્ત શ્લોકના સ્મરણપ્રભાવથી **ચક્રેશ્વરી** દેવી આવી હાજર થઈ અને કેશવદત્તને આશ્વાસન આપી કૂપમાંથી બહાર કાઢ્યો અને સારાં વસ્ત્રો તથા થોડાંએક મૂલ્યવાન્ રત્નો આપી દેવી સ્વસ્થાનકે ચાલી ગઈ. કેશવદત્તની લોભવૃત્તિ હજુ નષ્ટ થઈ ન હતી તેથી વિદેશમાં જવાને આગળ મુસાફરી લંબાવી. આગળ ચાલતાં તેને એક ઠગ લોકનું ટોળું મળ્યું કે જે એક શાહુકાર અને વ્યાપારી તરીકે સાર્થવાહ બનીને જતો હતો. તે સંઘની સાથે કેશવદત્ત ચાલવા લાગ્યો. ચાલતાં એક વન આવ્યું. આ સંઘ અને કેશવદત્ત આવી પહોંચતાં સંઘના આગેવાનની વૃત્તિ કેશવદત્ત પાસેથી રત્નો કે જે તેને **ચક્રેશ્વરી** દેવીએ આપેલાં હતાં તે પડાવી લેવાની ઇચ્છા થઈ અને કેશવને પકડી દુઃખ દેવા લાગ્યો. તે વખતે પણ કેશવદત્તે 'એકાશન' કરી અનન્ય શ્રદ્ધાથી ભક્તામરનાં ૮-૯ શ્લોકનું સ્મરણ કર્યું, એટલે તેના પ્રભાવથી **ચક્રેશ્વરી** દેવી આવી પેલા ઠગ લોકોને પોતાનો પ્રભાવ બતાવી નસાડી મૂકયા, અને કેશવદત્તને વિપત્તિથી છોડાવ્યો. કેશવદત્ત આ વિપત્તિથી છૂટયો, પણ જ્યાંસુધી અશુભ કર્મનો ઉદય હોય છે, ત્યાંસુધીમાં એક પછી એક એમ અનેક વિપત્તિઓ

ભોગવવી પડે છે અને કેશવદત્તના સંબંધમાં થયું પણ એમ જ. પેલા ઠગ લોકના ત્રાસથી છૂટી આગળ તે પ્રયાણ કરવા લાગ્યો. તેવામાં તે રસ્તો ચૂકયો અને વધારે વિષમ જંગલમાં જઈ ચડયો. ચાલતાં મધ્યાન્હ થયા અને સૂર્યનો તાપ સખત પડવા લાગ્યો. કેશવદત્તને તૃષા પણ સખત લાગી. કંઠ અને શ્વાસ રૂંધાવા લાગ્યા. ચાલવાની શક્તિ નષ્ટ થઈ અને પાણીનો કયાંય પત્તો લાગ્યો નહિ, તેથી કંટાળી એક ઝાડની નીચે બેઠો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તૃષાની પીડા વધવા લાગી અને જાણે મૃત્યુનો સાદ થતો હોય તેમ તેને જણાયું. એ વખતે કેશવદત્તે વિચાર કર્યો કે હવે હું આ સ્થિતિમાં બચી શકું તેમ નથી અને થોડા કલાકમાં જ મારૂં મૃત્યુ થાય તેમ જણાય છે. હવે જ્યારે મરવું જ છે તો પછી હાયવોય કરતાં મરવું એના કરતાં પ્રભુસ્મરણ કરતાં મરવું એ વધારે ઉત્તમ છે, જેથી અન્ય ગતિ સુધરી શકે. આમ ધારી કેશવદત્ત એ એકાન્ત શુભ અને શુદ્ધ અધ્યવસાયથી ભક્તામરનો પાઠ કરવા લાગ્યો. તે વખતે વૃત્તિ એવી સ્થિર થઇ ગઇ હતી કે દુનિયાનું બલકે દેહનું ભાન પણ તે ભૂલી ગયો હતો અને પ્રભુસ્મરણમાં રકત બની ગયો હતો. પ્રભુસ્મરણના અલૌકિક પ્રભાવથી શાસનરક્ષક દેવે આવીને કેશવદત્તને મીઠું અને સ્વચ્છ

જગા આપ્યું અને કેટલીએક લક્ષ્મી આપી, તેને ત્યાંથી ઉંચકી વસંતપુર નગરમાં મૂકયો અને દેવ સ્વસ્થાનકે ગયો. કેશવદત્ત ઘેર આવી પોતાને મળેલી લક્ષ્મીને સંગ્રહી કે ભોંયમાં દાટી નહિ રાખતાં છૂટથી દાન દેવા લાગ્યો અને જેમ જેમ દાન દેતો ગયો તેમ તેમ તેની લક્ષ્મી દિનપ્રતિદિન બમણી, ચોગણી વધતી ગઈ. તે લક્ષ્મીવડે અનેક પ્રકારનાં સત્કાર્યો—પરોપકાર કરી, બાહ્ય અને આભ્યંતર શાંતિ, સુખ અને આનંદ તેણે પ્રાપ્ત કર્યાં.

જો પ્રભુના સ્મરણથી કર્મરૂપી મહાન્ ઠગો નાસી જાય, અને સંસારરૂપી અટવી નિર્વિઘ્ને ઉતરી જવાય તો પછી આ બહારના ઠગોના ભયો અને આ અટવીનો પાર પમાય તેમાં શું આશ્ચર્ય?

---

**नात्यद्भुतं भुवनभूषण भूतनाथ**
**भूतैर्गुणैर्भुवि भवंतमभिष्टुवन्तः ।**
**तुल्या भवन्ति भवतो ननु तेन किं वा**
**भूत्याश्रितं य इह नात्मसमं करोति ॥ १० ॥**

**અર્થ:**—પૃથ્વીમાં આભૂષણરૂપ હે નાથ! હે ભૂતનાથ! તમારા અનેક ગુણોદ્વારા તમારી સ્તુતિ કરનારા આ લોકો પણ

આપણા સરખા થઇ જાય તો તેમાં શું આશ્ચર્ય છે? કારણકે જગત્માં જે સ્વામીને આશ્રયે જેઓ રહે છે તેઓને તે સ્વામી શું પોતાની સંપત્તિદ્વારા પોતાની તુલ્ય નથી કરતો? (અર્થાત્ કરે છેજ) (૧૦)

**दृष्ट्वा भवंतमनिमेषविलोकनीयम्**
**नाऽन्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।**
**पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिन्धोः**
**क्षारं जलं जलनिधेरसितुं क इच्छेत् ॥ ११ ॥**

**અર્થ:**—અનિમેષ ચક્ષુવડે નિરન્તર દર્શન કરવાયોગ્ય આપના સ્વરૂપને એકવાર જોયા પછી મનુષ્યનાં ચક્ષુઓ બીજે કોઇ સ્થળે સન્તોષ પામતાં નથી. ચન્દ્રનાં કિરણોના જેવા ઉજ્જ્વલ ક્ષીરસમુદ્રનું પાન કરીને કયો પુરૂષ લવણસમુદ્રનું ખારૂં પાણી પીવાની ઇચ્છા કરે? (૧૧)

**કથા.**

૧૦-૧૧મા શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથા નીચે પ્રમાણે:-

**અ**ણહીલપુર નામનું એક ભવ્ય અને સુન્દર શહેર હતું. તે શહેરનો ન્યાયી, નીતિમાન્ અને પ્રજાપાળક દયાળુ '**અરિ-**

મર્દન' નામે રાજા હતો. તે નગરમાં 'કમદી' નામનો એક વણિક રહેતો હતો. તે પૂર્વનાં કોઈ 'લાભાંતરાય' કર્મના યોગે ઘણી જ દરિદ્ર અવસ્થા ભોગવતો હતો અને દુઃખી જીવન પસાર કરતો હતો. એક દિવસે અણહીલપુર શહેરની બહારના ઉદ્યાનમાં કોઇ પવિત્ર મુનિ પધાર્યા. ગામમાં ખબર થવાથી અનેક લોકો દર્શનાર્થે–પવિત્ર ઉપદેશ શ્રવણને અર્થે આવ્યા. સાથે કમદી પણ આવ્યો. મુનિ મહાત્માએ "બાહ્ય ક્રિયા કરતાં આંતર્ હૃદય-શુદ્ધિ વધારે જલદીથી મુક્તિ પ્રાપ્ત કરાવે છે અને હૃદયશુદ્ધિ માટે દરેક આત્મહિતેચ્છુ મનુષ્યે એકાગ્રવૃત્તિથી પ્રભુસ્મરણ કરવું જોઇએ." વિગેરે કહી પ્રભુસ્તુતિ અને સ્મરણનો અલૌ-કિક ભાવ વર્ણવ્યો જેના પરિણામે અનેક શ્રોતાઓનું લક્ષ એ ઉપદેશ તરફ ખેંચાયું. તેમાં કમદીનું ખાસ કરીને તે તરફ લક્ષ ગયું. ઉપદેશનો સમય પૂરો થતાં શ્રોતાઓ સ્વસ્થાનકે ગયા. પાછળથી કમદીએ મુનિરાજને વિનયસહ પૂછ્યું કેઃ "કૃપાળુ દેવ! આજના વ્યાખ્યાનમાં આપે પ્રભુસ્તુતિનો મહિમા કહ્યો તે સત્ય છે, પણ તેવી સ્તુતિને માટે શું કરવું જોઇએ? શાવડે સ્તુતિ પ્રાપ્ત થાય તે કૃપા કરી સમજાવશો તો ઉપકાર થશે; કારણકે હું જન્મદરિદ્રી હોવાની આજીવિકા અર્થે જ મારો બધો કાળ ગુમાવું છું એટલે મને બીજું કાંઇ જ્ઞાન નથી. માટે

મને કંઇ એવું જ્ઞાન-રસ્તો બતાવો કે જેથી પ્રભુની સ્તુતિ કરી આવતા જન્મને સુધારૂં. આ જન્મ તો ધોબીના કૂતરાની માફક જ પરિપૂર્ણ થાય એમ જણાય છે." આટલું બોલતાં કુમદીની આંખમાં અશ્રુ આવી ગયાં, એથી એ વધારે બોલી શક્યો નહિ. ગરીબાઇને લીધે પોતે અનેક પાપકર્મ કર્યા છતાં ગરીબાઇ ગઈ નહિ અને પ્રભુભક્તિ પણ કાંઈ થઇ નહિ, એથી કરી તેને વધારે લાગી આવ્યું. આવી સ્થિતિમાં કુમદીને જોઇ મુનિએ ગરીબાઈ એ પૂર્વકૃત કર્મનું ફળ છે અને એવી સ્થિતિમાં ધૈર્ય રાખી નીતિમય જીવન ગુજારવું અને પ્રભુભક્તિ કરવી જેથી આ જન્મનું દુઃખ જાય અને અન્ય જન્મમાં શાંતિ પ્રાપ્ત થાય વિગેરે ઉત્તમ પ્રકારનો બોધ આપી તેને ભક્તામર શીખવાનું કહ્યું અને વધારામાં કહ્યું કે, "ભાઈ! આ મહા પ્રાભાવિક સ્તોત્રનો વિધિપુરઃસર જો નિત્યપાઠ થશે તો આ જન્મનું દુઃખ દૂર થશે અને અન્ય જન્મમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થશે. વળી કર્મનાં મજબૂત બંધનો પણ ત્રુટી જશે." એમ કહી મુનિએ પોતાની અપૂર્વ યોગશક્તિના પ્રભાવથી કુમદીને થોડા વખતમાંજ ભક્તામર સ્તોત્ર શીખવ્યું. યોગમાં એવી અપૂર્વ શક્તિઓ રહેલી છે કે એક વખત જડ વસ્તુને ચૈતન્ય જેવી સ્થિતિમાં લાવી તેની પાસેથી ચૈતન્ય જેવું જ કામ

કરાવી શકાય છે તો પછી અનંત શક્તિનો આત્મા થોડી વારમાં ભક્તામર શીખવી શકે એમાં આશ્ચર્ય જેવું નથી. કમદિએ ગુરૂ કૃપાથી જે જ્ઞાન મેળવ્યું તેને માટે તે મહાત્માનો ઉપકાર માનવાને બાહ્ય ડોળ કર્યો નહિ પણ અંતરમાં તે મહાન્ ઉપકારીને કોટી ધન્યવાદો આપતો સ્વસ્થાનકે ગયો. પછી નિરંતર વિધિપુરઃસર ભક્તામરનો પાઠ અને જાપ કરવા લાગ્યો. એમ કરતાં થોડો સમય વીત્યો, તેવામાં એક દિવસ કમદી પ્રભાતના સમયમાં દરેક બાબતની બાહ્ય અને આભ્યંતર શુદ્ધિથી અને એકાગ્ર વૃત્તિથી ભક્તામરનો પાઠ કરતો હતો, તેમાં ખાસ કરીને ૧૦-૧૧ શ્લોકનો વધારે પાઠ કરતો હતો, તે વખતે ત્યાં એકાએક તેના ઓરડામાં પ્રકાશ થયો અને દેવી આવીને કમદીને કહેવા લાગી કે: "હે મહાનુભાવ! તારી અચળ શ્રદ્ધા અને પ્રભુભક્તિથી હું તારાપર તુષ્યમાન થઈ છું તો તારે જે જોઇતું હોય તે માંગી લે. દુનિયાની વ્યાવહારિક વસ્તુઓ આપવાની મારામાં શક્તિ છે, આત્મિક વસ્તુ આપવાની શક્તિ નથી." આ શબ્દો સાંભળી કમદી ભક્તિભાવથી દેવીને કહેવા લાગ્યો કે "માજી! હું બહુ નિર્ધન અને ગરીબ છું અને એ ગરીબાઇને લીધે મારે મહાસંકટો ભોગવવાં પડે છે અને અનેક પાપકર્મ કરવાં પડે છે, તો જો આપની કૃપા મ્હારા પ્રત્યે થઈ હોય

તો હાલ તો મને ધન જોઇએ છીએ તે આપો એટલે બસ." પ્રત્યુત્તરમાં દેવીએ કહ્યું કે: "તારી તે ઇચ્છા પૂર્ણ કરવાને માટે આજ સાંજે તારે ઘેર 'કામધેનૂ' ગાય આવશે, તેનું દૂધ તારા ઘડામાં દોહી લેજે એટલે તે સુવર્ણ બનશે. આટલું કહી દેવી ચાલી ગઇ. સાંજ થઇ એટલે કુમદીના ઘેર એક સુશોભિત કામધેનૂ આવી. શેઠે તેને આદરપૂર્વક ઘેર લેઇ આવી સારે સ્થળે ઊભી રાખી અને ઘડામાં દૂધ દોહવા માંડયું. તેણે એકવીશ ઘડા ભર્યા. પછી ગાયનું સ્વરૂપ વિશરાળ થયું અને દેવીએ આવી કુમદીને કહ્યું કે: " હવે તારી શી ઇચ્છા છે? જે હોય તે કહે." કુમદીએ કહ્યું કે "મારી ધનની મનોકામના પૂર્ણ થઇ, પણ હવે મ્હારી એવી ઇચ્છા છે કે મને મળેલા ધનના સદુપયોગ તરીકે આ શહેરમાં જેટલા ધર્મભકતો છે તેમને મારે કામધેનૂ ગાયના ઉત્તમ દૂધથી તૈયાર થયેલ ખીરનું ભોજન જમાડવું છે, તે પૂર્ણ કરો. એમ કરવાથી ધર્મની પ્રભાવના સારી થશે, તેમજ ઘણા લોકો ધર્મના આસ્તિક થશે." દેવીએ તે વાત કબૂલ કરી અને કહ્યું કે "જ્યારે તું મ્હારા નામનું સ્મરણ કરીશ ત્યારે હું આવી તેં કરેલી માંગણી પૂરી કરીશ." એટલું કહી દેવી સ્વસ્થાનકે ગઇ. અહીં કુમદી શેઠે જે એકવીશ ઘડા દૂધના ભર્યા હતા તે તમામ સુવર્ણના થયા, એટલે તે એક શ્રીમંત અને ધનવાન્

બન્યો. એ ધનથી તે કેટલાંએક સત્કાર્યો કરવા લાગ્યો. એક દિવસે અવસર જોઇ આખા શહેરને અને રાજાને પણ પોતાને ઘેર જમવાનું તેણે આમંત્રણ કર્યું અને તે બધાએ કબુલ કર્યું. કમદીએ દેવીની આરાધના કરી અને દેવી કામધેનૂના સ્વરૂપમાં આવી હાજર થઇ. તે કામધેનૂનું દૂધ લેઇ ખીરનું ભોજન તૈયાર કર્યું અને સાથે બીજાં ઘણી જાતનાં સ્વાદિષ્ટ ભોજનો તૈયાર કરાવી નગરજનોને સારી રીતે સંતોષ્યા. નાગરિકો આવા ઉત્તમ પ્રકારના ભોજનથી ખુશ થઇ કમદી શેઠનાં વખાણ કરવા લાગ્યા. રાજા પણ ઘણો જ ખુશ થયો. શેઠે પોતાને દેવીની કૃપાથી પ્રભુની ભક્તિથી જે લાભ મળ્યો તે કહી બતાવ્યો અને દેવીએ આપેલ દ્રવ્ય પણ બતાવ્યું. રાજાએ ખુશ થઇ શેઠને ભલામણ કરી કે આ ધનને સંગ્રહી ન રાખતાં વિદ્યાદાન, સુપાત્રદાન, નિરાશ્રિતોને સ્હાય કરવામાં વાપરજો અને એમ કરશો તો જ મળેલા ધનનું સાર્થક્ય થશે; નહિતો ખાલી હાથે ચાલ્યા જવાનું છે અને ફરી વાર પાછી ગરીબાઇનાં દુઃખો ઊભાં રહેવાનાં છે. માટે જેમ બને તેમ અન્યનું હિત કરવામાં અને પરોપકારમાં જ ધનનો વ્યય કરજો, પણ દાટી મૂકશો નહિ. આવી રીતે રાજાએ ભલામણ કરી અને તે કમદી શેઠે કબૂલ કરી. તેણે ગરીબાઇનાં દુઃખો ભોગવ્યાં હતાં એટલે તે ઉપદેશે તેના ઉપર

પૂર્ણ અસર કરી. રાજા અને નાગરિકો પોતપોતાને સ્થાનકે ગયા. કુમદી શેઠે ધનવાન થયા પછી તૃષ્ણાનો ત્યાગ કરી શાંતિમાં જીવન પૂર્ણ કર્યું.

ધર્મના અને પ્રભુભકિતના પ્રભાવથી જન્મ જરા અને મરણનાં દુઃખો દૂર થાય તો પછી ગરીબાઇનું દુઃખ દૂર થાય તેમાં શી નવાઇ છે?

---

**यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं**
**निर्मापितस्त्रिभुवनैकललामभूत ।**
**तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्यां**
**यत्ते समानमपरं नहि रूपमस्ति ॥ १२ ॥**

**અર્થ:**—હે ત્રણ ભુવનને વિષે એકજ શણગારરૂપ! જે શાંત રાગરૂપ પરમાણુઓથી તમારૂં શરીર બનેલું છે તે પરમાણુ પણ આ પૃથિવીને વિષે તેટલાંજ છે, કારણકે આપની સમાન અન્ય કોઇમાં પણ એવી સુંદરતા નથી. (૧૨)

**કથા.**

૧૨ મા શ્લોકનું મહત્ત્વ દર્શાવનારી કથા આ નીચે આપી છે:—

રમ્ય, રસાળ, અને સુન્દર અંગ દેશમાં ચમ્પા નામની નગરી હતી. તે આસપાસ ન્હાનાં ન્હાનાં સુન્દર ગ્રામોથી શોભી રહેલી હતી. તે ચમ્પા નગરીનો 'કર્ણ' નામનો રાજા દયાળુ, નીતિજ્ઞ અને પ્રજાપાળક હતો અને દરેક પ્રકારની શાંતિનો આપનાર હતો. તે કર્ણરાજાને નામ પ્રમાણેજ ગુણ ધરાવનાર સુબુદ્ધિ નામનો પ્રધાન હતો. તે ઘણો ગુણવાન અને રાજનીતિમાં કુશળ હતો. તેના ન્યાયી અમલથી રાજ્યમાંથી જુલ્મ, અન્યાય, કે વેર વિગેરે દૂર થયાં હતાં. તે સુબુદ્ધિ પ્રધાન જૈન ધર્માનુયાયી હતો. તેની શ્રદ્ધા શુદ્ધ અને અચલ હતી. બીજા કોઈ પણ ધર્મની અવગણના કર્યા સિવાય સ્વધર્મની શ્રદ્ધામાં તે બહુ દૃઢ રહ્યો હતો. એક દિવસે કચેરી ભરી રાજા સિંહાસન ઉપર આરૂઢ થયો છે અને અન્ય રાજ્યાધિકારી મનુષ્યો તેમજ સંભાવિત ગૃહસ્થો, ભાયાતો વગેરે અનેક મનુષ્યો પોતપોતાને યોગ્ય જગ્યોએ બેઠેલા છે. તે વખતે દેશ પરદેશની તેમજ રાજ્યવ્યવહારની અનેક ચર્ચા ચાલે છે. એવે વખતે કોઇ જાદૂઇ વિદ્યાધારક તેમજ કોઇ સામાન્ય દેવી ઉપાસક જાદુગર ત્યાં આવી કચેરીમાં હાજર થયો અને રાજાને પ્રણામ કરી બેઠા પછી રાજાજ્ઞા થતાં તેણે પોતાની દૈવી શક્તિ અને જાદુઇ વિદ્યા બતાવવા માંડી. થોડી વાર થયા પછી મહાન્ દેવોનાં

રૂપ ધારણ કરવાનું તેણે શરૂ કર્યું, એટલે તુર્તજ સમભાવિક સુબુદ્ધિ પ્રધાને વિચાર કર્યો કે આ ધૂર્ત અને ઠગ ધર્મના પ્રાભાવિક પુરૂષોના વેશ લઇ તેમની હાંસી કરે તે ઠીક નહિ. એમ ધારી તેણે ધૂર્તને કહ્યું કે તારે બીજી જે કાંઇ ઠગાઈ કરવી હોય તે કર, પણ ધાર્મિક પુરૂષોનું ઉપહાસ્ય કરવાનું છોડી દે; એથી લાભને બદલે હાનિ છે. એવી રીતે તેને ઘણું સમજાવ્યો પણ પ્રધાનની વાતને કોઇ બીજાઓએ જોવાના શોખને લીધે ઉત્તેજન ન આપ્યું, તેથી તે ધૂર્તે પ્રધાનની વાત ઉપર લક્ષ ન આપ્યું અને મહાદેવ, કૃષ્ણ વિગેરેના વેશો કાઢી ચેષ્ટા કરવા લાગ્યો. આથી સુબુદ્ધિ પ્રધાનને બહુજ લાગી આવ્યું. તેણે બીજી ઘણી રીતે સમજાવવા પ્રયત્ન કર્યો તેમ તેમ તે ધૂર્ત બીજાઓના ખાનગી ઉત્તેજનથી અવનવા વેશ કાઢવા લાગ્યો અને છેવટે બીજા વેશની પછી તીર્થંકરનો વેશ કાઢવા તૈયાર થયો. સુબુદ્ધિ પ્રધાનને બીજો કોઇ રસ્તો ન જડવાથી ભક્તામરના ૧૨ મા શ્લોકનું શુદ્ધ અધ્યવસાયથી સ્મરણ કરવા માંડયું. થોડી વારમાં શાસનનાયક દેવી આવી અને તેને સુબુદ્ધિ પ્રધાને કહ્યું કે: "માજી! આ ધૂર્ત ધર્મની અવગણના થાય તેવી રીતે વેશ કાઢે છે. જિનેશ્વર ભગવાનનો વેશ કાઢવા તે તૈયાર થયેલ છે. તેને મ્હેં ઘણોએ સમજાવ્યો

પણ તે સમજતો નથી તો હવે આપ કૃપા કરી ધર્મની હેલણા થતી અટકાવો." આ સાંભળી દેવી ક્રોધયુક્ત નેત્ર અને શબ્દથી બોલી: "અરે! દુષ્ટ! આ તેં શો ઢોંગ માંડ્યો છે? આ બીચારા ભોળા લોકોને તારી ઠગવિદ્યાથી તું શું ઠગવા માંગે છે? પણ યાદ રાખ કે તું જે મહાન્ પુરૂષો અને દેવોનાં અને તેમાં પણ ખાસ કરી જિનેશ્વર દેવનો વેશ કાઢી તેમની હેલણા અને ઉપ-હાસ્ય કરી આનંદ મેળવવા ધારે છે, પણ તેમ કદી બને જ નહિ. તારે તારાં કર્મનાં ફળ ભોગવવાં જ જોઇએ." એમ કહી દેવીએ માત્ર શિક્ષા કરવા નિમિત્તે એક ચોટ લગાવી. એક ઝપાટાની સાથે જ તે ધૂર્ત જમીનપર ચત્તોપાટ થઇ પડ્યો અને મ્હોંમાંથી લોહી નીકળવા લાગ્યું. આ દેખાવ જોઇ સભાજનો તો દિગ્મૂઢ બની ગયા અને ધૂર્તને મહાપીડા થવા લાગી. આથી તે દીન બની ગયો અને પોતાની ભૂલ કબૂલ કરી ફરી વાર તેમ નહિ કરવાની પ્રતિજ્ઞા લેઇ કહેવા લાગ્યો કે "મને માફ કરો, હવે ફરી વાર હું આવું કદી નહિ કરૂં." તેણે જ્યારે બહુ પ્રાર્થના કરી ત્યારે દેવીએ કહ્યું કેઃ "તું સુબુદ્ધિ પ્રધાનને પગે લાગ અને તેની ક્ષમા માંગ અને તે કહે એટલે હું તને છોડી મૂકું." આ સાંભળી ધૂર્તે સુબુદ્ધિ પ્રધાનની ક્ષમા માંગી અને પ્રધાને ફરી વાર તેમ નહીં કરવાનો

અને નીતિમય જીવન ગુજારવાનો નિશ્ચય કરાવી ક્ષમા આપી તથા દેવીને પ્રાર્થના કરી કે તમે આ ધૂર્તને વ્યાધિમુક્ત કરો. દેવીએ દૈવિક શક્તિથી તે ધૂર્તને શાંતિ કરી અને ફરી વાર કામ પડે તો યાદ કરવાનું કહી દેવી સ્વસ્થાનકે ગઇ. પાછળથી પ્રધાને રાજા અને સભાજનો સમક્ષ જૈન ધર્મનું અને ભક્તામરનું માહાત્મ્ય વર્ણવી બતાવ્યું અને એકજ શ્લોકમાં આવી મહાન્ શક્તિ છે તો પછી આખા સ્તોત્રમાં હોય તેમાં શું આશ્ચર્ય? વિગેરે કહી રાજાને અને કેટલાએક સભાજનોને જૈન ધર્માનુરાગી બનાવી ધર્મની સત્કીર્તિનો ફેલાવો કર્યો.

પ્રભુના સ્મરણથી કર્મરૂપી મહાન્ ઠગો જ્યારે હતાશ થાય છે તો પછી મનુષ્ય ઠગ હતાશ થાય તેમાં શું આશ્ચર્ય? માત્ર એકાગ્રવૃત્તિથી અને શુદ્ધ શ્રદ્ધાથી પ્રભુસ્મરણ થવું જોઇએ.

---

वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि
निःशेषनिर्जित जगत्त्रितयोपमानः ।
बिम्बं कलंकमलिनं क्व निशाकरस्य
यद्वासरे भवति पांडुपलाशकल्पम् ॥ १३ ॥

**અર્થઃ**—હે ભગવન્! દેવતા, મનુષ્ય અને ભુવનપતિ આદિ દેવોનાં નેત્રોને હરણ કરનારૂં અને ત્રણે જગતની સઘળી ઉપમાનભુત વસ્તુઓને જીતનારૂં આપનું મુખ ક્યાં અને દિવસને વિષે ખાખરાનાં પાંદડાં સરખું ફીકકું પડી જનારૂં કલંકથી મલીન એવું ચન્દ્રમાનું બિંબ કયાં? (૧૩)

**सम्पूर्णमंडलशशांककलाकलाप**
**शुभ्रा गुणास्त्रिभुवनं तव लंघयन्ति ।**
**ये संश्रितास्त्रि जगदीश्वरनाथमेकं**
**कस्तान्निवारयति संचरतो यथेष्टम् ॥ १४ ॥**

**અર્થઃ**—સંપૂર્ણ મંડળવાળા ચંદ્રમાની કળાના સમૂહ જેવા તમારા ઉજ્જવલ ગુણો ત્રણે ભુવનને ઉલ્લંઘીને વ્યાપી રહ્યા છે, કારણકે હે ત્રિલોકના નાથ! આપને આશ્રયે રહેલા સ્વેચ્છાપૂર્વક વિચરતા ગુણોને કયો પુરૂષ રોકી શકે? (૧૪)

**કથા.**

૧૩-૧૪ મા શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથા નીચે મુજબ છે;—

પટણા શહેરની અંદર 'સત્યવાન' નામનો એક ધના-

ઢ્ય શાહુકાર રહેતો હતો. તેને સુભદ્રા નામની પતિભક્તિપરાયણ સ્ત્રી હતી. તેને 'ડાહી' નામની પુત્રી ખરેખર ડાહી અને ચતુર હતી. તેને બાલ્યાવસ્થાથી જ સદ્‌ગુણ અને ધર્મ પ્રત્યે ઘણો સારો ભાવ હતો. જેમ જેમ તે વયમાં વધતી ગઇ તેમ તેમ સદ્‌ગુણમાં અને સદાચારમાં વધારે ને વધારે દૃઢ થતી ગઈ. કોઇ એક દિવસે પટણા શહેરની બહાર એક મુનિ પધાર્યા. ભાવિક ભકતો ધર્મોપદેશ અને શાસ્ત્રશ્રવણ કરવા તેમની પાસે આવ્યા. સત્યવાન અને તેની પુત્રી પણ આવ્યાં. મુનિએ આત્મહિતકર બોધ આપ્યો અને ભક્તામર સ્તોત્રનું માહાત્મ્ય બતાવ્યું. ઉપદેશ પૂર્ણ થયે સહુ સહુને ઘેર ગયા, પરન્તુ તે દિવસથી સત્યવાનને અને ડાહીને ભક્તામર ઉપર શ્રદ્ધા બેઠી અને તે સ્તોત્ર મુખપાઠ કરી લીધું. પછી એવી પ્રતિજ્ઞા કરી કે અશુદ્ધિ ટાળી તે સ્તોત્રનો નિત્ય પાઠ કરવો. આવી રીતે નિયમિત રીતે પ્રતિજ્ઞાનું પાલન કરે છે. સમય જતાં ડાહીનાં લગ્ન ભૃગુકચ્છ નામના શહેરના કોઇ ગૃહસ્થ સાથે થવાથી તે પોતાના પીયેરથી થોડાં માણસો લેઈ ભૃગુકચ્છ જવાને નીકળી. રસ્તે જતાં મધ્યાન્હ સમય થવાથી સૌ વગડામાં કોઈ તળાવના કાંઠાપર વિશ્રાન્તિ લેવા બેઠાં. થોડી વાર થઇ એવામાં તો ૧૫–૨૦ માણસો હથીયારબંધ

ધસી આવતા દેખાયા. ડાહીના સાથનાં માણસો પહેલાં તો આવનાર માણસોની સામે થયાં, પણ આવનાર લુંટારાનું બળ વધારે હોવાથી અને તેઓ તરફથી એકદમ હલ્લો થવાથી ડાહી સાથેનાં માણસો નાસી ગયા અને એકલી ડાહી જ રહી. પછી લુંટારાઓએ ડાહીને સતાવવા માંડી. પ્રથમ તો ડાહીએ નમ્ર વાણીથી ઘણી આજીજી કરી, પણ તેની અસર ન થઇ. લુંટારા વધારે ઉદ્ધતાઇ કરવા લાગ્યા અને ડાહીપર બળાત્કાર ગુજારવા તૈયાર થયા. તે જ વખતે ડાહીએ ભકતામરના ૧૩—૧૪ શ્લોકનું સ્મરણ કરવા માંડયું આથી સત્ય-શીલનો પ્રભાવ એકદમ પ્રકાશી નિકળ્યો અને ઉપરોક્ત બન્ને શ્લોકથી પાણી મંત્રી તે લુંટારાપર ફેંકયું એટલે લુંટારાઓ ભય અને દુઃખથી ત્રાસવા લાગ્યા તથા તેમને શરીરમાં વ્યાધિ થવા લાગ્યો. લુંટારાઓ ત્યાં જ સ્થંભી ગયા. જ્યારે તેઓનામાં હલનચલન કરવાની કાંઇ પણ શક્તિ ન રહી, ત્યારે ડાહીએ પોતાની સાથનાં માણસો જે દૂર ન્હાસી ગયાં હતાં તેઓને બોલાવી પોતે ચાલવાની તૈયારી કરી. તે વખતે લુંટારાઓએ દીન વદને પ્રાર્થના કરી કે અમોને આ સ્થિતિમાંથી દયા કરી મુક્ત કરી પછી આપ જાઓ. ડાહીએ તેમની દીન વાણી સાંભળી, ફરી વાર

આવા અન્યાય અને જુલ્મ નહિ કરવાની પ્રતિજ્ઞા આપી. તે ને તે જ શ્લોક કે જેનાથી તેમને આ સ્થિતિમાં લાવી મૂકયા હતા તેજ શ્લોકથી મંત્રી પાણીનો છંટકાવ કર્યો એટલે સર્વે લુંટારા છૂટા થયા અને ડાહીને ધર્મબ્હેન કહી પગમાં પડયા. તે વખતે ડાહીએ તેમને જૈન ધર્મનું સામાન્ય સ્વરૂપ સ્હમજાવી નીતિથી ચાલવા ભલામણ કરી, પોતે પોતાને સ્વસુર ગૃહે ગઈ અને લુંટારાઓ તેમને માર્ગે ચાલ્યા ગયા. આત્માના સદ્દગુણના લુંટારા અને બળાત્કાર કરનારા ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વિગેરે ભયંકર લુંટારા પ્રભુસ્મરણથી ક્ષણમાત્રમાં દૂર થાય તો પછી મનુષ્ય લુંટારાનું શું ગજું કે પ્રભુસ્મરણ કરનારને કાંઇ પણ નુકસાન કરી શકે ? પ્રભુસ્મરણનો પ્રતાપ અપૂર્વ અને અગમ્ય છે.

---

चित्रं किमत्र यदि ते त्रिदशांगनाभि-
र्नीतं मनागपि मनो न विकारमार्गं ।
कल्पान्तकालमरुता चलिताचलेन
किं मंदराद्रिशिखरं चलितं कदाचित् ॥ १५ ॥

અર્થઃ—દેવાંગનાઓ પણ તમારા મનને જરા પણ વિ-

કારયુક્ત ન કરી શકી તો એમાં શું આશ્ચર્ય છે ? કારણકે પ્રલયકાળના પવનથી મોટા પર્વતો ચલાયમાન થાય છે પરન્તુ મેરૂ પર્વતનું શિખર શું કદિ ચલાયમાન થયું છે ? (૧૫)

## કથા.

૧૫ મા શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથા આ નીચે આપી છે:—

ભારતવર્ષમાં ' કોશળ ' નામનો સુપ્રસિદ્ધ દેશ છે, જે બહુ રમ્ય અને રસાળ છે. તેમાં ધન-ધાન્યથી ભરપૂર રાજ્યધાનીનું શહેર અયોધ્યા નામનું નગર હતું. સારા વિદ્વાનો, શૂરવીરો અને એવાઓની કદર કરનારાઓ તે નગરીમાં ઘણા વસતા હતા. ત્યાં મહીપાળ નામે ન્યાયી અને સદાચરણી રાજા રાજ્ય કરતો હતો. તેને ગુણચંદ્ર નામનો બુદ્ધિનિધાન અને રાજકાર્યમાં કુશળ પ્રધાન હતો. તે પોતાના સારા વર્તનથી રાજા અને પ્રજા બન્નેને પ્રિય થઇ પડ્યો હતો. તે પ્રધાન જૈનધર્મી હતો.

રાજા મહીપાળને કોઇ પણ કારણને લીધે કે પછી પૂર્વના વેર ભાવને લીધે એક પિશાચ વળગ્યો હતો અને તેથી રાજા ઘણું કરી બેભાન સ્થિતિમાં રહેતો હતો, એટલું જ નહિ

પણ ઘણી વખત બેભાનાવસ્થામાં ન કરવાનું કરી બેસતો હતો. આ પિશાચને દૂર કરવાને પ્રધાને, રાજકુટુંબે અને પ્રજાજનોએ બહુ બહુ પ્રયત્ન કર્યા, પણ કોઇ પ્રયત્ન ફળીભૂત થયો નહિ, તેથી લોકો નિરાશ થયા. એવામાં કોઇ ભક્તામર જાણનારા મહાત્મા પધાર્યા. પ્રધાનને ખબર થઈ કે કોઇ જૈન ધર્માનુરક્ત મહાત્મા હાલ તુર્તજ આ નગરીમાં આવેલા છે, તે સમર્થ વિદ્વાન્ તેમજ ઘણા શાંત અને પવિત્ર છે, તેઓનું શરણ લીધું હોય તો રાજાને કંઇક શાંતિ થાય. એવી આશાથી રાજાના હિતની ખાતર પ્રધાન તે મહાત્માની પાસે આવી વિનયપૂર્વક ભક્તિભાવથી કહેવા લાગ્યો કે: " મહાત્મન્! આપશ્રી ધર્માત્મા અને દયાળુ છો તો આપને ધાર્મિક બાધ ન આવે તેવી રીતે કોઇ ઉપાયથી રાજાને પિશાચની પીડા ટળી જાય અને શાંતિ થાય એવો રસ્તો બતાવો તો મ્હોટો ઉપકાર થશે. રાજા ન્યાયી અને ધર્મશીલ છે, એટલે શાંતિ થયા પછી બીજાની માફક પરિણામે ગેરલાભ કરનાર નથી. વળી આથી એક બીજો લાભ એ થશે કે રાજાને શાંતિ કરવા માટે અનેક કહેવાતા પ્રાભાવિકોએ પ્રયત્ન કર્યા, પણ તેઓ તેમાં નિષ્ફળ નીવડ્યા છે અને જો આપ કાંઈ કરશો તો જૈનધર્મનો પ્રભાવ વધશે અને લોકોમાં જૈનધર્મ એક મહાન્ પ્રાભાવિક ધર્મ છે અને

તેના અનુયાયી પવિત્ર છે એવી માન્યતા થશે. માટે જો કાંઇ કૃપા કરો તો સારૂં." મહાત્માએ પ્રધાનનાં વચન સાંભળી તે કાર્ય કરવાથી પરિણામે શ્રેયઃફળ જાણી તેને માટે વિચાર કરી બીજે દિવસે જવાબ આપવાનું કહ્યું. પ્રધાન તે દિવસે તો ગયો. રાત્રિએ મહાત્માએ "चित्रं किमत्र" એ શ્લોકનું દઢતાથી અને શ્રદ્ધાથી આરાધન કર્યું. દેવીએ પ્રત્યક્ષ થઇ કહ્યું કે: "તમારે કોઇ જાતની ચિંતા ન કરવી. સવારે પ્રધાનને કહી સભાજનો સાથે રાજાને અહીં તમારી પાસે બોલાવવો. પછી આ રાખની ચપટી ઉપરોક્ત શ્લોકથી મંત્રી તેનો રાજાના કપાળમાં ચાંલ્લો કરવાથી પિશાચ હમેશને માટે નાસી જશે અને રાજાને શાંતિ થશે." બીજે દિવસે મહાત્માએ તે પ્રમાણેજ કર્યું અને રાજાને શાંતિ થઈ. રાજાને અને સભાજનોને જૈનધર્મપર શ્રદ્ધા ઉત્પન્ન થઇ. પ્રભુસ્મરણથી કર્મરૂપી પિશાચો દૂર થાય તો પછી બાહ્ય પિશાચો દૂર થાય તે સ્વાભાવિકજ છે.

---

निर्धूमवर्त्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ जगत्प्रकाशः ॥ १६ ॥

**અર્થ:**—હે નાથ! જેમાં ધૂમ્ર, દીવેટ અને તેલ નથી અને ત્રણ જગતને પ્રકાશિત કરે છે, પર્વતને ડોલાવનાર પવન પણ જેને કાંઇ કરી શકતો નથી એવા આપ જગતને પ્રકાશિત કરનાર એક વિલક્ષણ દીપક છો. (૧૬)

**नास्तं कदाचिदुपयासि न राहुगम्यः**
**स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति ।**
**नाम्भोधरोदरनिरुद्धमहाप्रभावः**
**सूर्यातिशायिमहिमासि मुनीन्द्र लोके ॥ १७ ॥**

**અર્થ:**—હે મુનીન્દ્ર! જે કદિ અસ્ત થતો નથી, જેને રાહુ કદિ ઘેરી શકતો નથી, એકજ વખતમાં જે ત્રણે જગતને પ્રકાશિત કરે છે અને મેઘ પણ જેના પ્રભાવને રોકતો નથી એવા આપ આ જગતમાં સૂર્યથી પણ અધિક મહિમાવાળા છો. (૧૭)

### કથા.

શ્લોક ૧૬—૧૭ નો પ્રભાવ દર્શાવનારી કથા:—

પૂર્વના વખતમાં એક સુન્દરપુર નામનું શહેર હતું, જે બહુ રમ્ય હતું. તે શહેરનો માલેક 'હિંમતસિંહ' નામનો રાજા

હતો. તે ઘણો પ્રરાક્રમી અને તેજસ્વી હતો. તેણે પોતાના ક્ષાત્ર તેજથી શત્રુઓનો પરાજય કર્યો હતો. પોતે સદ્‌ગુણી હતો પણ તેને 'કેલીપ્રિય' નામનો પુત્ર ઘણો જ વ્યસની, નાસ્તિક અને ઉન્માર્ગગામી હતો. પાપ-પુન્યનું ફળ, સ્વર્ગ નરકની હયાતી, વિગેરે કાંઇ પણ તે માનતો ન હતો. એ તો એમ જ માનતો હતો કે 'भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः માટે ऋणं कृत्वा घृतं पीबेत" આ માન્યતાથી તે ઘણી વખતે નહિ કરવાનાં કાર્યો કરી બેસતો. તેને સમજાવવા માટે અને સ્વર્ગ નરકની હયાતી માટે અનેક પ્રયત્ન કર્યા. ઘણી વખત પોતે ઉપદેશ આપી સ્હમજાવ્યો-બનતી મહેનત કરી ચૂક્યો, પણ કોઇ રીતે પુત્ર ન સમજ્યો, જેથી રાજાને ઘણો ખેદ થયો અને પોતાના પુત્રને વ્યસની જાણીને તેની દિલગીરીનો પાર ન રહ્યો. બીજા સારા વિદ્વાનોના સગાગમમાં મૂક્યો, પણ પરિણામે કંઇ ફળ મળ્યું નહિ. આથી રાજા હમેશાં પુત્રની ચિંતાથી દુઃખી થવા લાગ્યો. તેનું ચિત્ત વ્યગ્ર રહેવા લાગ્યું. રાજાને એક દિવસ વિચાર થયો કે આ પુત્ર મ્હારાથી તેમજ બીજા વિદ્વાનોથી સમજી શકતો નથી પણ મ્હારા ગુરૂ "ગુણભૂષણ" હમણાં જ અહીં પધાર્યા છે તેમને વાત નિવેદન કરૂં અને કોઈ પણ યુક્તિથી તે પુત્રને ઠેકાણે લાવે તો ઠીક. આવો વિચાર કરી રાજા ગુરૂ ગુણભૂષણ મુનિની

પાસે આવ્યો. યથાવિધિ વંદન કરી ભક્તિ ભાવથી હસ્ત જોડી સન્મુખ યથાસ્થાને બેસી પોતાના નાસ્તિક પુત્રને આસ્તિક બનાવવાની વિનંતિ કરી તથા પુત્રની નાસ્તિકતાનાં કેટલાંક લક્ષણો તથા તેની ટેવો વગેરે જણાવ્યું.

મુનિએ રાજાની હકીકત સાંભળી પોતાથી બનતો પ્રયત્ન કરવા અને પુત્રને નાસ્તિકમાંથી આસ્તિક બનાવવા વચન આપ્યું, એટલે રાજાને કાંઇક ધૈર્ય આવ્યું અને વંદન કરી તે સ્વસ્થાનકે ગયો. રાતને વખતે મુનિએ ભક્તામરના ૧૬–૧૭ મા શ્લોકનું માનસિક શુદ્ધિથી સ્મરણ કર્યું. શ્લોકના પ્રભાવથી શાસનનાયક દેવી આવી હાજર થઈ, પોતાને શું કારણે બોલાવેલ છે તે મુનિને પૂછ્યું. મુનિએ રાજકુમારનો સર્વ વૃત્તાંત કહી બતાવી એને કોઈ પણ દૈવિક શક્તિથી આસ્તિક બનાવવાને કહ્યું. વધારામાં કહ્યું કે તે ઉપદેશથી કે એવા બીજા કોઇ માર્ગે સમજી શકે તેમ ન હોવાથી, તમારૂં આરાધન કરવું પડયું છે, માટે તમે એ કાર્ય કરશો તો મહાલાભ થશે. દેવીએ રાજ-કુમારને ઠેકાણે લાવવાનું વચન આપ્યું અને એકાદ દિવસમાં તે પ્રયત્ન થશે એમ કહી તે વખતે દેવી ગઇ. બીજે દિવસે બપોરને વખતે રાજકુમાર બહાર ફરવા માટે જાય છે તે વખતે દેવી આવી રસ્તો ભૂલાવી જે સ્થળે ગુણભુષણ મુનિ બિરાજે

છે તે સ્થળે રાજકુમારને લાવી. રાજકુમાર મુનિને જોઇ મનમાં હાસ્ય કરવા લાગ્યો કે "આ અજ્ઞાન મનુષ્ય સ્વર્ગ લેવાને માટે આ દુનિયાનો આનંદ છોડી કેવાં દુઃખ ભોગવે છે? હું તેને સમજાવું." એમ વિચારી મુનિ પાસે આવી તે કહેવા લાગ્યો કેઃ– "આ અમુલ્ય મનુષ્ય જન્મ મળ્યો છે તેને આમ નાહક દુઃખમાં ડુબાવી દઇ શામાટે આવો અમૂલ્ય અવસર જતો કરો છો? તમે તો જાણે આમ કરવાથી સ્વર્ગ વિગેરે મળે એમ ધારી કરતા હશો, પણ એમ માનવું એ એક જાતની ભ્રમણા છે. સ્વર્ગ કે નરક એવું કાંઇ છે જ નહિ. એ તો અજ્ઞાન લોકોને ભય બતાવવા માટે એક કલ્પના કરી છે. બાકી અહીંથી મૃત્યુ થયું એટલે આ દેહ પંચભૂતથી ઉત્પન્ન થયેલ છે તે તેમાંજ મળી જશે." મુનિ અત્યારસુધી મૌન રહીને અને દેવી અદૃશ્ય રહીને સાંભળ્યા કરતી હતી. મુનિએ દેવીનું સ્મરણ કર્યું. દેવી ત્યાં હાજર જ હતી એટલે મુનિને એક પ્રેરણારૂપે કહ્યું કે તમે ચિંતા ન કરો. હું હમણાંજ એને આસ્તિક બનાવું છું. એમ કહી દેવીએ પોતાની દૈવિક શક્તિથી રાજકુમારને નિદ્રા જેવી સ્થિતિમાં મૂક્યો અને પછી તેને સ્વપ્નની માફક નરકનું સ્વરૂપ બતાવ્યું. ત્યાં કોઇને કાપે છે, કોઇને મુદ્દગલના પ્રહાર પડે છે, કોઇને ઘાણીમાં પીલે છે, કોઇને શસ્ત્રના પ્રહાર કરી હતાશ

કરે છે, કોઇને ત્રાંબુ-તરવું-સીસું ઉકાળીને પાય છે, ન પીએ તો 'યમરાજ' પરાણે મ્હોંમાં રેડે છેઃ આવી રીતે જે તે પ્રકારનું દુઃખ આપે છે, તેણે મનુષ્ય જન્મમાં રહી શું શું કર્મો-પાપકર્મો કર્યાં હતાં તે કહી બતાવે છે અને તેના ફળ તરીકે અહીં દુઃખ ભોગવવાં પડે છે તેમ પણ કહે છે. દુઃખ ભોગવનાર પાપી આત્માઓ અનેક પ્રકારની દીન વાણીથી આ દુઃખથી છોડાવવા પ્રાર્થના કરે છે પણ યમરાજ કરેલાં પાપકર્મનાં ફળ પૂરાં ન ભોગવાઈ રહે ત્યાંસુધી કોઈ પણ રીતે અહીંથી છુટાવાનું નથી એમ કહી વધારે ને વધારે દુઃખ આપે છે. આ સ્થિતિ રાજકુમારે જોઈ તેથી એને એટલો બધો ભય લાગ્યો કે તે ધ્રુજવા લાગ્યો અને અહીંથી હું ન્હાસી જઉં એમ વિચાર કરે છે, ત્યાં જાણે પોતાનેજ કોઈ યમ આવીને પકડે છે અને કહે છે કે "ભાઇ! ક્યાં જાઓ છો? તમે જ્યારે મનુષ્ય ભવમાં હતા ત્યારે રાજકુમાર હતા પણ ત્યાં કરેલાં અનિષ્ટ કામોનાં ફળ ભોગવનાર અહીં તો એક ગુન્હેગાર છો અને તેનો બદલો તમારે ભોગવવોજ જોઇએ કારણકે તમે મનુષ્ય ભવમાં રહી એક પણ સત્કર્મ કર્યું નથી અને ધર્મ શબ્દ એ તો તમને કડવો લાગતો'તો. હવે ત્યાં કરેલાં કર્મનાં ફળ અહીં તમારે ભોગવવાં જ જોઇએ." એમ કહી તેને ઘણા પ્રકારનાં દુઃખો આપે છે અને

જાણે પોતે ખરેખર દુઃખો ભોગવતો હોય તેમ તદ્દન દીન બની ગયેલો છે. આથી કેલીપ્રિય નાસ્તિકપણામાં રહી કરેલી મૂર્ખાઇને માટે પસ્તાવા લાગ્યો કે એક વાર જો અહીંથી છૂટું તો એ માર્ગે કદી ન જઉં, એવો દૃઢ નિશ્ચય એજ સ્થિતિમાં કરે છે. જાણે ઘણાં દુઃખ ભોગવીને ઘણી આજીજીના પ્રતાપે પોતે આવાં ભયંકર અને અસહ્ય દુઃખથી છૂટે છે અને દેવીએ કરેલી નિદ્રાની સ્થિતિમાંથી મુક્ત થાય છે એટલે સામે ગુણભૂષણ મુનિ બેઠા છે તે બોલ્યા: "ભાઇ! તું સ્વર્ગ નરકની હયાતી માનતો નથી પણ જ્યારે અહીંથી મૃત્યુ થશે ત્યારે કરેલાં પાપકર્મના બદલામાં ભયંકર દુઃખો ભોગવવાં પડશે માટે કાંઇક ધર્મને રસ્તે ચાલવાથી લાભ છે." આવાં અનેક પ્રકારનાં બોધયુક્ત વચનો મુનિએ કહ્યાં એટલે રાજકુમારને તુર્તમાં જ જોયેલાં નરકનાં દુઃખો યાદ આવ્યાં. તેનાં હૃદયમાં ત્રાસ છૂટયો અને પોતે ભોગવેલી સ્થિતિ અને કરેલા નિશ્ચયો યાદ આવ્યા. મુનિનાં વચનોપર પણ હવે શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને અત્યારસુધીમાં કરેલી મૂર્ખાઇ માટે ઊભા થઈ મુનિ પાસે ક્ષમા માંગી, તથા ધર્મનું રહસ્ય સમજાવવા વિનંતિ કરી. મુનિએ યોગ્ય શબ્દોમાં ધર્મનું વ્યવહારૂ સ્વરૂપ સમજાવ્યું અને રાજકુમારને તેના પર આસ્થા બેઠી. તે મુનિનો પોતાની ભૂલો સુધારવાને માટે ઉપકાર માની

પોતાને મહેલે ગયો અને રાજાને સર્વ હકીકત કહી સંભળાવી તેમજ પોતાની ભુલો માટે તેની પણ ક્ષમા માંગી.

પ્રભુસ્મરણથી સમર્થ દેવો પણ વશ થાય છે અને ઠેકાણે આવે છે તો પછી મનુષ્ય વશ થાય તેમાં શું આશ્ચર્ય?

---

**नित्योदयं दलितमोहमहांधकारं**
**गम्यं न राहुवदनस्य न वारिदानाम् ।**
**विभ्राजते तव मुखाब्जमनल्पकान्ति**
**विद्योतयज्जगदपूर्वशशांकबिंबम् ॥ १८ ॥**

**અર્થ**—જે ઉદયરૂપ છે, જેણે મોહરૂપી અંધકારનો નાશ કરી નાંખ્યો છે, જેને રાહુ ગ્રહી શકતો નથી, જેને મેઘ પણ ઘેરી શકતો નથી, એવું આપનું મુખ-કમળ આ જગતને વિષે એક અપૂર્વ ચન્દ્રમંડળની જેમ શોભે છે. (૧૮)

**કથા.**

૧૮ મા શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથા આ નીચે આપી છે:—

ગુજરાતના મધ્ય ભાગમાં 'પાટણ' નામનું એક મનોહર શહેર છે. તેનો પ્રજાપાળક અને ન્યાયપરાયણ કુમારપાળ

નામનો રાજા રાજ્ય કરે છે. તેનો **અછંડ** નામનો પ્રધાન છે. તે ઘણો બુદ્ધિમાન્ અને ગુણજ્ઞ છે. તેની શ્રદ્ધા જૈન ધર્મપર પૂરતી છે. તેણે કોઇ સદ્‌ગુરૂ પાસેથી ભક્તામરનું જ્ઞાન સારી રીતે પ્રાપ્ત કરેલું છે અને તેનું શ્રદ્ધાપૂર્વક નિત્ય પઠન અને જાપ કરે છે. તેમાંના દરેક શ્લોકનો પ્રભાવ તે સારી રીતે જાણે છે. રાજા કુમારપાળે તે **અછંડ**ની રાજ્યભક્તિ, સત્યનિષ્ઠા, અને ન્યાયવૃત્તિપર મુગ્ધ થઈ તેને રાજસેવાના બદલામાં અતિ રસાળ અને ધન ધાન્યથી ભરપૂર 'લાટ' નામનો એક વિશાળ દેશ બક્ષીસ આપ્યો. પછી લાટ દેશના રાજા તરીકે અને તેનું રક્ષણ કરવા અર્થે **અછંડ** લાટ દેશમાં જ રહેવા લાગ્યો. લાટ દેશની નજીકના બીજા દેશના રાજાઓથી **અછંડ** કે જે એક પ્રધાન હતો તે રાજા થાય તે જોઈ શકાયું નહિ અને તેને નિર્બળ ધારી તેની સામે તેઓ બંડ ઉઠાવવા લાગ્યા. આથી **અછંડે** બીજા રાજ્યપર પોતાનું બળવાન્ સૈન્ય લઇ ચડાઈ કરી. કર્મયોગે રસ્તામાં ભૂલા પડયા અને એક વિષમ અટવિમાં જઈ ચડયા. ત્યાં પોતે લશ્કર સાથે દુઃખમાં આવી પડવાથી અછંડ ગભરાવા લાગ્યો ત્યારે તેણે વિચાર કર્યો કે દુઃખી મનુષ્યને ધર્મ અને પ્રભુસ્મરણ અવશ્યમેવ સહાય કરે છે. ગભરાઇ જવાથી કે શોચ કરવાથી શું ફાયદો થવાનો હતો? માટે ધૈર્ય રાખી

પ્રભુસ્મરણ કરવાથી અવશ્ય લાભ મળશેજ. એમ ધારી 'नित्योदयं' એ શ્લોકનું અત્યંત દઢતાપૂર્વક સ્મરણ કરવા લાગ્યો. થોડી વારમાં તે શ્લોકના પ્રભાવથી દેવી ત્યાં આવી અને શ્લોકારાધનનું કારણ પૂછ્યું. જવાબમાં અછંડે વિષમ અટવિમાં આવી પડવાથી પડતા દુઃખના નિવારણનો અને તે અટવિમાંથી સિધ્ધો રસ્તો મળે અને ધારેલે સ્થળે પ્હોંચાય તેવી માંગણી કરી. દેવીએ ટુંકો રસ્તો બતાવી આપ્યો અને બે રત્નો (અછંડની ભક્તિને વશ થઇ) આપ્યાં. એક રત્નથી ગમે તે પ્રકારનું વિષ હોય તે નાશ પામે છે અને બીજા રત્નના પ્રભાવથી રસ્તો ભૂલાતો નથી અને શત્રુપર વિજય મેળવાય છે. એવાં બે રત્નો આપી, જરૂર પડે તો ફરી વાર યાદ કરવાનું કહી દેવી સ્થાનકે ગઈ. અછંડે પોતાને ધારેલે રસ્તે આવી જૂદા જૂદા દેશોમાં જઇ તેના રાજાઓને પોતાના ભૂજાબળથી નમાવ્યા અને અભિમાની તેમજ સમર્થ બળવાન રાજા 'મલય' નામે કે જે ઘણો સમર્થ હતો તેને પણ નમાવી વિજયડંકો વગડાવતો ઘણી સંપત્તિ અને ચતુરંગી સૈન્યસાથે પોતાના દેશમાં-પોતાની રાજધાનીમાં મ્હોટા ઉત્સવથી આવ્યો. રાજમ્હેલમાં પ્રવેશ કરતાં પ્રથમ પોતાની પવિત્ર માતાના દર્શનાર્થે અને સુભાશિષ માટે તેમને નમસ્કાર કરવા ગયો. પોતાના પુત્રને

વિજયવંત અને સુખપૂર્વક પાછો આવેલો જોઇ અતિ આનંદથી તેને વધાવી હૃદયસહ ચાંપી સુખી ભવિષ્ય નિવડે એવો માતાએ આશીર્વાદ આપ્યો. ત્યારપછી તે કહેવા લાગી કે પુત્ર! તું મહાન્–સમર્થ–બળવાન્ છે અને તું જ્યાં જ્યાં ગયો છે ત્યાં ત્યાં તેં વિજય મેળવ્યો છે એ વાત સત્ય છે. પણ તે વિજય જેમ સિંહ બકરા કે ઘેટાપર મેળવે તેવા જ પ્રકારનો છે, કારણ-કે તેં જીતેલા સઘળા રાજાઓ બિચારા ઓછા સાધનવાળા અને ઓછા બળવાળા હોવાથી એ વિજય ખરો વિજય કહેવાય નહિ. તું ખરો વિજયી ત્યારેજ કહેવાઈ શકે કે જ્યારે 'ભૃગુ-કચ્છ'નો સમર્થ અને અત્યારસુધીમાં અજીત એવો 'પૃથ્વીસેન' નામનો રાજા છે તે રાજાને તું તારે કબજે કર. તેને તારી આજ્ઞા મનાવતો કરે તો તું વિજયવંત ગણાશે, કારણકે તે તારો ખરો શત્રુ અને પૂરો દ્વેષી છે.

માતાનાં આવાં વચનો સાંભળી તે રાજાને જીતવાનું માતાને તેણે વચન આપ્યું. થોડા દિવસની વિશ્રાંતિ લેઈ મ્હોટા અને બળવાન્ સૈન્યને લેઇ અચ્છંડ 'ભૃગુકચ્છ' તરફ કૂચ કરી ગયો. ચાલતાં ચાલતાં અચ્છંડનું લશ્કર 'ભૃગુકચ્છ'ની નજીકમાં આવવા લાગ્યું. પૃથ્વીસેન રાજાને ખબર મળી કે મ્હારા રાજ્યપર અચ્છંડ ચડી આવે છે, એટલે પોતે સેના લેઈ અચ્છંડની સામે લડાઈ

કરવા ચાલ્યો. રસ્તામાં બન્ને લશ્કરો એકઠાં થયાં અને પ્રચંડ યુદ્ધ થયું. પરિણામે પૃથ્વીસેનનું લશ્કર પાછું હઠયું તેથી તેને અછંડને નમવું પડયું અને તેની આજ્ઞા માન્ય કરવી પડી. આથી અછંડનો વિજય થયો અને દેશ વિદેશમાં તેનો યશ ફેલાયો. મોટા યશની સાથે વિજયડંકો વગડાવતો તે પોતાની રાજ્યધાનીમાં મ્હોટી ધામધુમથી આવ્યો અને માતાને વંદન કર્યું. માતા પુત્રને વિજયવંત જોઈ ઘણોજ આનંદ પામી. જુઓ કયાં પ્રધાનપણું? કયાં એક દેશનું રાજ્ય? અને કયાં આવડો મોટો વિજય? એ બધું ભક્તામરના પ્રભાવનું પરિણામ છે. માટે સુખાર્થી મનુષ્યે નિરંતર પ્રભુસ્મરણ કરવું. રાગ અને દ્વેષ જેવા જબરા શત્રુને પ્રભુસ્મરણથી જીતી શકાય છે તો પછી મનુષ્ય શત્રુને જીતાય તેમાં શું આશ્ચર્ય?

---

किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा
युष्मन्मुखेन्दुदलितेषु तमःसु नाथ।
निष्पन्नशालिवनशालिनि जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९ ॥

અર્થ—હે નાથ! રાત્રે ચંદ્રથી શું? અને દિવસે સૂર્યથી

શું ? કારણકે તમારા મુખરૂપી ચંદ્રમાથી જ અંધકારનો નાશ થાય છે. પાકી ગએલ શાલીનાં (ડાંગરનાં) ક્ષેત્રોથી સુશોભિત આ મૃત્યુલોકમાં જલના ભારવડે નમ્ર બની ગયેલા મેઘનું શું પ્રયોજન છે ? (૧૯)

## કથા.

૧૯ મા શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથાઃ–આ ભરતક્ષેત્રના આર્યાવર્તમાં 'વિશાળા' નામની એક નગરી છે, તે જોકે ન્હાની નગરી છે પણ ઘણીજ સુન્દર છે. તે નગરી શેઠ શાહુકારોથી અને રાજાના મ્હેલોથી સુશોભિત છે. તે નગરીમાં ઘણા ધનવાન અને પરોપકારી મનુષ્યો રહેતા હતા, તેમાં 'લક્ષ્મીકાન્ત' નામનો એક શ્રેષ્ઠી દયાળુ, પરગજુ અને ગુણવંત રહેતો હતો. તે લક્ષ્મીકાન્તે પોતાના સદ્‌ગુરૂ 'વિદ્યાચંદ્ર' નામના મુનિ પાસેથી ધર્મનું જ્ઞાન અને વ્યાવહારિક નીતિ અને આત્મિક જ્ઞાન સારી રીતે મેળવ્યું હતું. ભક્તામર મૂળપાઠ, મંત્ર–વિધિ ઇત્યાદિ તે શીખ્યો હતો અને હમેશાં શ્રદ્ધાપૂર્વક તેનો પાઠ કરતો હતો. એક દિવસ સ્હવારમાં તે ભક્તામરનો પાઠ કરતાં પ્રભુભક્તિમાં એટલો તો લીન થઇ ગયો હતો કે પોતે ક્યાં છે અને શું કરે છે તેનો ખ્યાલ પણ તેને ન હતો. તે પાઠ કરતાં જ્યારે 'किं शर्वरीषु' શ્લોક બોલવા

લાગ્યો ત્યારે શાસનનાયક દેવ તેની ભક્તિને લીધે પ્રસન્ન થઈ તેની પાસે આવ્યો અને સૂર્યથી અધિક પ્રકાશ કરી પોતે પ્રભુભક્તિ કરનારને કોઇ પણ પ્રકારની સહાય કરવાને તૈયાર છે એમ લક્ષ્મીકાન્તને કહ્યું. પોતાને કાંઇ જોઇતું હોય તે માંગી લેવાને દેવે કહ્યું. લક્ષ્મીકાન્તને તે વખતે કાંઇ પણ જરૂર ન હોવાથી જરૂર પડશે ત્યારે માંગી લેવાનું કહ્યું. જવાબમાં દેવે કહ્યું કે " દેવદર્શન કદિ પણ ખાલી જાય નહિ" એમ કહી એક 'ચંદ્રકાન્ત' નામનો મણિ આપ્યો અને કહ્યું કે જ્યારે જરૂર પડે ત્યારે ૧૯મો શ્લોક બોલી આ મણિને આકાશમાં ઉછાળવાથી જેમ સોળ કળા પરિપૂર્ણ ચંદ્ર ખીલ્યો હોય તેવો પ્રકાશ કરનાર કૃત્રિમ ચંદ્ર બનશે અને જ્યાંસુધી ઇચ્છા હશે ત્યાંસુધી તે આકાશમાં રહી ચંદ્રના પ્રકાશની ગરજ સારશે, પછી પાછો તમારી પાસે આવી મૂળ સ્થિતિમાં રહેશે; આટલું કહી કામ પડ્યે યાદ કરવાની ભલામણ કરી દેવ સ્થાનકે ગયો.

એક વખતે વિશાળા નગરીનો રાજા લોકપાળ પોતાના કોઈ સમર્થ શત્રુને જીતવાને અને જીવતો પકડવાને માટે એ-કાએક સૈન્ય એકઠું કરી દિવસ અસ્ત થતાં ગુપ્ત રીતે નીકળી પડ્યો. સાથે લક્ષ્મીકાન્ત પણ હતો. ચાલતાં રસ્તામાં અંધકાર એટલો બધો નડ્યો કે ક્યાંય પણ રસ્તો દેખાય નહિ અને

સૈન્યથી ચાલી શકાય નહિ. હવે જો દિવસ ઉગતાં પ્હેલાં શત્રુના ગામમાં રાજા લોકપાળથી ન પેસી શકાય અને વચમાં જ દિવસ ઉગી જાય તો શત્રુ પકડાય નહિ અને પોતાની ધારેલી મનોકામના પૂર્ણ થાય નહિ. આથી રાજાને બહુ જ ચિંતા થવા લાગી અને તે શોચ કરવા લાગ્યો. પોતાના રાજાને ચિંતામાં ગરકાવ થયેલો જોઇ અને તે ચિંતા મટાડવાની શક્તિ પોતાનામાં છે એમ ધારી રાજસેવા બજાવવા ખાતર પોતાને દેવે આપેલ ચન્દ્રકાન્ત મણિ હાથમાં લઇ ૧૯મા શ્લોકનું સ્મરણ કરી તેને આકાશમાં ઉછાળ્યો. જ્યાં થોડીવાર થઈ ત્યાં તો જાણે પૂર્ણિમાનો ચંદ્ર ઉગ્યો હોય તેમ ચંદ્રમાને આકારે મણિ આકાશમાં સ્થિત થઇ ચંદ્રથી અધિક પ્રકાશ ફેંકવા લાગ્યો. આવો અણચિંતવ્યો પ્રકાશ જોઇ રાજાને આશ્ચર્ય થયું અને આ કોણે કર્યું તેની તપાસ કરાવતાં લક્ષ્મીકાન્તની શક્તિ જાણી રાજા તેના પર ઘણોજ ખુશ થયો અને પોતાને આવી અમૂલ્ય સ્હાય કરી તેના બદલામાં તેને ઘણી જાગીર બક્ષીસ કરી. પોતાને માર્ગ જાણવાની સરલતા થવાથી રાજાએ સૈન્ય લેઇ એકદમ શત્રુના નગરમાં જઇ શત્રુને કબજે કર્યો અને પોતાની આજ્ઞા કબુલ કરાવી, પોતાની રાજ્યધાનીમાં વિજય ડંકો વગડાવતો તે આવ્યો, અને ત્યારપછી પણ ઘણા

બળવાન્ શત્રુને પોતે કબજે કરી અતુલ લક્ષ્મી પ્રાપ્ત કરી. આ બાબતનો પ્રથમ ઉપકાર લક્ષ્મીકાન્તનો હોવાથી તેને મ્હોટું માન અને હોદ્દો આપ્યો અને રાજ્યના રક્ષણકર્તા તરીકે તેને સ્થાન આપ્યું.

જે લોકો વીતરાગ પ્રભુની સ્તુતિ અને ભક્તિ ઘણીજ શ્રદ્ધાપૂર્વક કરે છે તેનાં સર્વ વિઘ્નો નાશ પામે છે એટલુંજ નહિ પણ કર્મબંધનનું કારણ માનસિક અંધકાર અર્થાત્ અજ્ઞાનનો અંધકાર નાશ પામે છે અને ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરે છે, તો પછી આ દૃશ્ય અંધકાર પ્રભુસ્મરણથી દૂર થાય તે સ્વાભાવિક છે.

---

**ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं**
**नैवं तथा हरिहरादिषु नायकेषु ।**
**तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं**
**नैवं तु [illegible]ले किरणाकुलेऽपि ॥२०॥**

**અર્થ:**—આપને વિષે જેવી રીતે યથાવકાશરૂપ જ્ઞાન શોભે છે તેવી રીતે હરિહરાદિક દેવોમાં નથી શોભતું,

કારણકે પ્રકાશમાન રત્નોમાં તેજ જેવી પ્રબલતાને પામે છે તેવી પ્રબલતાને ચળકતા કાચના કકડામાં નથી પામતું. (૨૦)

### કથા.

૨૦ મા શ્લોકનો પ્રભાવ દર્શાવનારી કથા આ પ્રમાણે આપવામાં આવી છે:—નાગપુર નામનું સુંદર અને ભવ્ય શહેર છે. ત્યાંનો 'રાજસિંહ' નામનો ન્યાયી અને પ્રજાવત્સલ રાજા છે. તે નગરમાં 'વિદ્યાનન્દી' નામના જૈન ધર્મના રહસ્યને જાણનાર અને ભક્તામરની સિદ્ધિ જેણે પ્રાપ્ત કરી છે તેવા કોઈ જ્ઞાની પુરૂષ રહેતા હતા. તે ઘણું કરીને દરેક વિદ્યામાં નિપુણ હતા, સ્વભાવે પણ શાન્ત, ગંભીર અને દયાળુ હતા.

અનેક શત્રુપર વિજય મેળવી રાજ્યને નિષ્કંટક બનાવનાર 'રાજસિંહ' રાજાને પતિભક્તિપરાયણ 'વિશાળા' નામની રાણી છે. તે ઘણીજ શાન્ત અને પરગજુ છે, તેમજ તે અતિ સ્વરૂપવતી છે. તે રાણીને કોઈ એક સમયે ગર્ભ રહ્યો અને દિન પ્રતિદિન ગર્ભની વૃદ્ધિ થવા લાગી. વિશાળા હમેશાં સદ્‌વર્તનથી રહેતી હતી. એક દિવસે રાજાએ કચેરી ભરી જ્યોતિષીઓને બોલાવ્યા. કચેરીમાં તેમને પૂછવામાં આવ્યું

કે-"મ્હારી રાણીને ગર્ભ છે તો તે ગર્ભનો જ્યારે જન્મ થશે ત્યારે પુત્ર આવશે કે પુત્રી ? અને જે જન્મશે તે કેવી સ્થિતિમાં જન્મશે તે કહો." 'खंडे खंडेषु पांडित्यं' વિદ્વાનો શું કહી શકે? ઘણી વાર સુધી મૌન ધરી જ્યોતિષીઓ બેસી રહ્યા. આથી રાજાને આશ્ચર્ય અને ખેદ થયો કે આટલા જ્યોતિષીઓમાંથી કોઇ પણ સત્ય હકીકત કહી શકતા નથી, તો શું આજસુધીમાં મેં જે કાંઇ તેમને વિદ્વાનો ધારીને રાખ્યા અને પોષ્યા તે સઘળું વ્યર્થ જ ગયું કે ? રાજા આવા વિચારો કરે છે અને કચેરી આશ્ચર્યથી સ્થિર થઇ છે તેવામાં કોઇએ ગામમાં વાત ફેલાવી કે "રાજાએ જ્યોતિષીઓને પોતાની સગર્ભા રાણીને પુત્ર થશે કે પુત્રી તે પ્રશ્ન કર્યો છે પણ કોઇ જવાબ આપી શકતા નથી." આ વાતની 'વિદ્યાનન્દી' નામના જ્ઞાનીને ખબર પડી. તુર્ત જ તેણે ભક્તામરના 'ज्ञानं यथा त्वयि' એ શ્લોકનું સ્મરણ કર્યું કે તુર્ત જ કર્ણપિશાચિકા દેવી આવી હાજર થઇ અને તેની પાસેથી વિદ્યાનંદીએ રાણીના ગર્ભ વિષેનું સઘળું ભવિષ્ય જાણી લીધું. પછી દેવી સ્વસ્થાનકે ગઇ. વિદ્યાનંદી પોતે પોતાના સ્થાનથી યથાયોગ્ય વસ્ત્ર પહેરી રાજકચેરીમાં આવી હાજર થયા, ત્યારે કોઇએ મશ્કરીમાં રાજાને કહ્યું કે,

"સાહેબ ! આ જૈન જ્ઞાની જ્યોતિષવિદ્યામાં ઘણા વખણાય છે તો તેઓને પૂછવાથી આપના પ્રશ્નનો જવાબ મળશે." વિદ્યાનન્દીએ ઘણાજ હર્ષથી કહ્યું કે: "મહારાજા! આપના પ્રશ્નનો જવાબ જ્યોતિષીઓ નથી આપી શક્યા તે જવાબ હું આપું છું, સાંભળો. આજથી બરાબર બારમા દિવસના પ્રભાતમાં આપની રાણી ઘણાજ કાંતિમાન્ પુત્રને જન્મ આપશે અને તેને ત્રણ ચક્ષુઓ હશે, તેમજ તે ભવિષ્યમાં ઘણોજ બળવાન અને સમૃદ્ધિવાન થશે. નિશાની તરીકે એજ કે જે દિવસે પુત્રનો જન્મ થશે તેજ દિવસે આપનો મુખ્ય હાથી મૃત્યુ પામશે." આટલું કહી તે જ્ઞાનીએ મૌન્ય ધર્યું, એટલે કેટલાએક વિઘ્નસંતોષીઓ પુત્રને ત્રણ નેત્રો આવશે એ શબ્દને પકડી લેઈ તે જ્ઞાનીની મશ્કરી કરવા લાગ્યા. છેવટે બારમો દિવસ આવી પહોંચ્યો અને વિદ્યાનન્દીની ભવિષ્યવાણી સત્ય પડી કે રાણીને પુત્રનો જન્મ થયો અને તે પણ ત્રણ નેત્રવાળોજ. વળી તેજ દિવસે હાથીનું મૃત્યુ થયું. વિદ્યાનંદીએ જે કથન કર્યું હતું તે સત્ય પડયું. આથી વિદ્યાનંદીના અને જૈન ધર્મના દ્વેષીઓને લજાવું પડયું અને પોતે ભૂલ કરી તેથી પોતાનેજ શરમાવું પડયું એટલુંજ નહિ પણ કેટલાએક જૈન થયા અને કેટલાએક જૈન-

ધર્મના પ્રશંસક થયા. રાજાને પણ જૈન ધર્મપર શ્રદ્ધા થઇ. તે વિદ્યાનંદી જ્ઞાનીની અને તેના જ્ઞાનની ઘણીજ પ્રસંશા કરવા લાગ્યો.

---

**मन्ये वरं हरिहरादय एव दृष्टा**
**दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।**
**किं वीक्षितेन भवता भुवि येन नान्यः**
**कश्चिन्मनो हरति नाथ भवांतरेऽपि ॥२१॥**

**અર્થઃ**—હે નાથ! હરિહરાદિ દેવોને મેં દીઠા, તે સારૂં જ થયું, કારણકે એમને દેખ્યા છતાં મારૂં ચિત્ત આપને વિષે જ સંતુષ્ટ થાય છે અને આ લોકમાં આપને દેખી લેવાથી વિશેષ લાભ એ થયો કે હવે કોઇ પણ જન્માંતરમાં કોઈ અન્ય દેવ મારા મનને હરી શકશે નહિ. (૨૧)

**કથા.**

૨૧ મા શ્લોકની પ્રભાવદર્શક કથા આ પ્રમાણેઃ-ગુજરાતમાં 'દેવપુર' નામનું એક સુન્દર શહેર હતું. એક દિવસે 'ક્ષમાશીલ' નામના મુનિમહારાજ પોતાના શિષ્યોના પરિવાર

સાથે દેવપુર શહેરની બહાર બગીચામાં પધાર્યા. આવ્યા પછી તેઓશ્રીને ખબર મળ્યા કે આ ગામમાં કોઈ જૈન નથી અને અન્યદર્શનીઓનું જોર બહુ છે. એક દિવસે કોઇ ગૃહસ્થને ક્ષમાશીલ મહાત્માએ પૂછ્યું કે: " ભાઇ! આ શહેરમાં કોઇ જૈન પ્રથમથીજ હતા નહિ કે હાલજ નથી ?" જવાબ મળ્યો કે: " મહારાજ! આ ગામમાં પ્રથમ જૈનોનાં ઘણાં ઘર હતાં પણ કેટલાએક વખતથી તેમના ગુરૂઓએ આ તરફ આવવું છોડી દીધું, એથી અન્યદર્શનીનું જોર વધતું ગયું, જેથી જૈન માત્ર શિવમાર્ગી થયા છે. હાલ તો અહીં જૈન નામને કોઇ જાણતું પણ નથી." આ જવાબ સાંભળી મુનિને ઘણોજ ખેદ થયો. ક્ષમાશીલ મુનિને કોઇ પણ રીતે શૈવ બની ગયેલા જૈનોને પુનઃ જૈન બનાવવા વિચાર થયો. તેને માટે પ્રથમ જનસમૂહનું આકર્ષણ કરવા નિમિત્તે પોતે પોતાના શિષ્યના પરિવાર સાથે મહાદેવના મન્દિરમાં ગયા. ત્યાં ગયા પછી થોડી વારે લોકોમાં ખબર થઇ કે કોઇ જૈન સાધુ મહાદેવના મંદિરમાં આવ્યા છે. આ બીના લોકોમાં આશ્ચર્યકારક લાગવાથી ઘણા મનુષ્યો તે જોવાને માટે મહાદેવના મંદિરમાં એકઠા થયા. ઘણા લોકો એકઠા થવાથી મુનિએ દેવ અને ધર્મનું સત્ય સ્વરૂપ સમજાવ્યું અને કહ્યું કે—

पक्षपातो न मे वीरो न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

કોઇ પણ જાતનો પક્ષપાત રાખ્યા વિના જેનું કથન સત્ય હોય તેજ ગ્રહણ કરવું. આ ઉત્તમ સિદ્ધાન્ત મુનિએ સમજાવી, બીજા મતો કરતાં જૈન ધર્મમાં વિશેષતા શું છે તે બહુ જ સારી રીતે અને અન્ય દેવો કરતાં જૈનના મનાતા દેવોમાં અધિકતા શું છે, તે અન્યની નિંદા કર્યા સિવાય ઘણી જ સાદી અને સરલ ભાષામાં સમજાવ્યું, જેથી જે જૈનો શિવમાર્ગાનુયાયી થયા હતા તે પુનઃ જૈન થયા, એટલું જ નહિ પણ જે અન્યમાર્ગાનુયાયીજ હતા તેઓએ બન્ને દેવોની તાદૃશ્ય તુલના કરી બતાવવામાં આવે તો પોતે જૈન થવાને કહ્યું. તે વખતે 'ક્ષમાશીલ' મુનિએ 'मन्ये वरं' એ શ્લોકનું આરાધન કર્યું એટલે શાસનરક્ષક દેવ આવી હાજર થયા એટલે મુનિએ તે દેવને બન્ને દેવોની તુલના કરી બતાવવા કહ્યું.

દેવે પોતાની વિદ્યાવડે જુદા જુદા દેવોનાં યથાર્થ સ્વરૂપો બતાવ્યાં અને તે સાથે મુનિરાજે ૨૧ મા શ્લોકનું સ્મરણ કરી ચિત્તવૃત્તિને એકાગ્ર બનાવી કયા કયા દેવોમાં કઇ કઇ ન્યૂનતા છે અને જૈનોમાં કઇ કઇ વિશિષ્ટતા છે તે બતાવ્યું, અને તેથી જૈન ધર્મનો પ્રભાવ ઘણોજ વધ્યો, તથા શૈવો જૈન

ધર્માનુયાયી બન્યા. આ શ્લોકની આરાધનાથી મનોવૃત્તિ અન્ય દિશાએ ન જતાં એકાગ્ર રહે છે.

---

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रा-
न्नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥२२॥

**અર્થ:**—જેવી રીતે તારાના સમૂહને તો સઘળી દિશાઓ ધારણ કરે છે પરન્તુ સ્ફુરાયમાન તેજસ્વી હજાર કિરણવાળા સૂર્યને તો માત્ર પૂર્વ દિશા જ ધારણ કરે છે; તેવી રીતે સેંકડો સ્ત્રીઓ સેંકડો પુત્રને જન્મ આપે છે પરન્તુ આપ સરખા પુત્રને કોઇ બીજી માતા જન્મ આપી શકતી નથી. (૨૨)

## કથા.

આ શ્લોકના મંત્રની આરાધનાના પ્રભાવથી મોટા મોટા અભિમાની વિદ્વાનોને ક્ષણ માત્રમાં જીતી લેવાય છે તેની કથા નીચે પ્રમાણે:—

'નંદનપુર' નામનું એક ભવ્ય શહેર હતું. તે શહેરમાં

ઘણા સમર્થ વિદ્વાનો રહેતા હતા. ત્યાંનો 'પ્રજાપાળક' નામનો રાજા વિદ્યારસિક અને રાજનીતિનિપુણ હતો, તથા તે બૌદ્ધ-મતાનુયાયી હતો. એક દિવસ બે વિદ્વાનો શાસ્ત્રાર્થ કરવા નિમિત્તે રાજ્યસભામાં આવ્યા. તેમાંનો એક બૌદ્ધમતાનુયાયી અને એક જૈનમતાનુયાયી હતો. જૈન મુનિનું નામ 'મતિ-સાગર' હતું અને બૌદ્ધમુનિનું નામ 'પ્રજ્ઞાકર' હતું. તેઓએ કચેરીમાં આવી યથોચિત સ્થાનકે બેસી શાસ્ત્રાર્થ શરૂ કર્યો. એવો ઠરાવ કર્યો કે જે હારે તેણે જીતનાર પર નાહક ખોટા આક્ષેપો કરી કલેશ કરવો નહિ.

બૌદ્ધ મુનિએ શાસ્ત્રાર્થ શરૂ કરતાં બૌદ્ધ સિદ્ધાન્તનું પ્રતિ-પાદન કરતાં કહ્યું કે: " સર્વ વસ્તુઓ ક્ષણિક છે, કેમકે તેઓ સતરૂપ છે, અર્થાત્ વિદ્યમાન રૂપવાળી છે અને જે સત્ હોય છે તે નિયમથી ક્ષણિક હોય છે. જેવી રીતે ઘટાદિ પદાર્થ છે, પણ સર્વ અવયવ ભિન્નભિન્ન છે, અને જ્યારે પરસ્પર મળે છે ત્યારે અવયવની કલ્પના થાય છે; અર્થાત્-તેમાં એકત્વ બુદ્ધિ હોય છે વસ્તુતઃ કોઇ એક અવયવ નથીજ. જેવી રીતે વાળ સર્વ ભિન્ન છે પણ મળવાથી તેઓ એકત્રની બુદ્ધિ ઉત્પન્ન કરી દે છે."

જવાબમાં જૈન સાધુએ કહ્યું કે: " જો સર્વ વસ્તુઓ

ક્ષણિક છે તો જે 'દેવદત્ત' મેં પહેલાં જોયો હતો તે આજ છે, આવી રીતે જે જ્ઞાન થાય છે તે ન થવું જોઇએ. પણ અવસ્ય થાય છે, કારણકે તમારા ક્ષણિક સિદ્ધાન્તાનુસાર તો તે પ્રથમ જોયેલ નાશ પામી જવો જોઇએ. આ ઉપરાંત સંસાર વ્યવહારમાં લેણ દેણ આદિ અનેક પ્રકારનો વ્યવહાર ચાલે છે તે પુનઃ કાંઇ પણ નહિ થઇ શકે, કેમકે જેની સાથે લેણદેણ કરેલી હોય છે તેનું તો અસ્તિત્વ પણ રહેતું નથી. કદાચિત્ આ કથન તમને યથાયોગ્ય નહિ લાગે અને કહેશો કે 'જેવી રીતે નખ કાપી નાંખવામાં આવે છે પણ તે ફરી વાર ઉગે છે તે રીતે પ્રથમ જોયેલ વસ્તુનું જે જ્ઞાન થાય છે અથવા લેણદેણની જે સ્મૃતિ રહે છે તે પૂર્વના સંસ્કારથી રહે છે. આથી વસ્તુનું સ્થિરપણું સિદ્ધ થતું નથી.' તમે કદાચ આમ કહો તો તે પણ એક જાતનો ભ્રમ છે. જુઓ, જ્યારે નખ સર્વથા તેના મૂળમાંથી કાપી નાંખવામાં આવે છે ત્યારે પુનઃ ઉત્પન્ન થતો નથી, પણ તત્ત્વદૃષ્ટિથી આ બાબત નથી. તેને વારંવાર વચમાંથી કાપી નાંખવામાં આવે છે તે છતાં પ્રત્યભિજ્ઞાન અથવા સ્મરણજ્ઞાન થયાં જ કરે છે. આથી વસ્તુને સર્વથા ક્ષણિક ન માનીને કથંચિત્ સ્થિર પણ માનવી જોઇએ. અર્થાત્-વસ્તુ દ્રવ્યની અપેક્ષાથી નિત્ય છે અને

તેની ક્ષણ ક્ષણમાં જે સ્થિતિ બદલાય છે તેથી તે ક્ષણિક પણ કહેવાય છે. સારાંશ કે વસ્તુ નિત્યાનિત્ય સ્વરૂપ છે. અવયવી કોઇજ નથી એ કહેવું યોગ્ય નથી, કારણકે ધારણ આકર્ષણાદિ અવયવીના સિવાય કદાપિ થતું નથી. કેવળ વાળથી ગરમીનો નાશ થતો નથી અને ઠંડી હવા પણ લાગતી નથી; આથી એટલું તો માન્ય કરવું જોઇએ કે કોઇ અવયવી અવશ્ય છે." આવી રીતે બૌદ્ધ સાધુના સિદ્ધાન્તનું જૈન સાધુએ દલીલપૂર્વક ખંડન કર્યું. આથી રાજસભામાં બૌદ્ધ સાધુનો પરાજય થયો, તેથી તેને મનમાં ઘણોજ ખેદ થયો. બન્ને સાધુઓ પોતપોતાને સ્થાનકે ગયા.

બૌદ્ધ સાધુને અપમાન થવાથી મનમાં બહુ જ લાગી આવ્યું અને પશ્ચાત્તાપ તેમજ શોક થવા લાગ્યો. એથી શરીરની ક્ષીણતા થવા લાગી અને પરાજયના વિચારમાંજ એ બૌદ્ધ સાધુનું થોડા વખતમાં મૃત્યુ થયું. મૃત્યુ વખતે પોતાના પરાજયનો બદલો લેવાના વિચારમાંજ મૃત્યુ થયેલું હોવાથી તે મૃત્યુ પછી યક્ષ થયો, અને અવધિજ્ઞાનના યોગે કરી પોતાનો પાછલો ભવ જોયો અને પૂર્વનું વેર યાદ આવવાથી " દુશ્મનનો મિત્ર એ પણ દુશ્મન " એ નિયમાનુસાર તે યક્ષે જૈન ધર્માનુયાયી શ્રાવક લોકોને શારીરિક વ્યાધિઓ ઉત્પન્ન કરી.

વ્યાધિ દૂર કરવાને માટે શ્રાવકો અનેક ઉપચારો કરવા લાગ્યા પણ એ વ્યાધિ બાહ્યોપચારથી શાંત થઇજ નહિ. આથી વ્યાધિ દૂર કરવાને માટે જૈન મુનિ તૈયાર થયા. ધર્માત્મા જીવોને શાંતિ કરવી અને તે પણ નિર્દોષ ઉપાયથી કરવી, તે પરોપકારી અને દયાળુ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. મુનિ ભક્તામરના "क्षीणां शतानि" એ શ્લોકનું આરાધન કરી યક્ષના દહેરામાં જઇ તે યક્ષની પ્રતિમા સામે પગ કરી સૂતા. આથી યક્ષ ઘણો જ કોપાયમાન થઇ મુનિને અનેક જાતના પરિષહ આપવા લાગ્યો, ઘણો ભય બતાવ્યો, પણ મુનિ લેશ માત્ર બીધા નહિ પણ શાંતિથી જે થયું તે જોયાં કર્યું. જ્યારે યક્ષ પોતે ન ફાવ્યો ત્યારે તેણે રાજાને કહ્યું કે 'જે દેવની તમે ભક્તિ કરો છો, જેની કૃપાથી તમો સર્વ વાતે સુખી છો, તેજ દેવની અવગણના એક જૈન સાધુ કરે છે તે ઠીક નથી.' આ વાત સાંભળી રાજાને ક્રોધ ચડ્યો અને બોલ્યો કે જે દેવને હું ભક્તિભાવથી પૂજું છું તે દેવનું અપમાન કરનાર કોણ છે? એવાને તો તર્ત જ શિક્ષા થવી જોઇએ. એમ કહી રાજાએ પોતાના નોકરોને હુકમ ફરમાવ્યો કે "જાઓ, તે સાધુને પકડી માર મારી મારી નાંખો." હુકમ થતાં જ નોકરો દોડ્યા અને મુનિને માર મારવા લાગ્યા. જો કે અહીંયા તો એમજ દેખાય

કે મુનિને મારે છે, પણ વાસ્તવિક રીતે તેમ ન હતું. જે દંડ-પ્રહાર થતો હતો, તે દંડપ્રહાર મુનિને વાગતો ન હતો, પણ રાજાને પોતાનેજ પડવા લાગ્યો! આથી રાજા ઘણોજ ગભરાયો અને પોતે કરેલા હુકમનું ફળ પોતેજ ભોગવે છે એમ જાણી સપરિવાર આવી મુનિના પગમાં પડયો, અને ક્ષમા માંગી. પોતે ઘણા માણસો સાથે જૈનધર્મરસિક થયો તથા ધર્મનો પ્રભાવ ઘણો વધ્યો. ખરૂં છે કે—धर्मो भवति कामदः ધર્મ મનોવાંછિત ફળ આપનાર છે.

---

त्वामामनन्ति मुनयः परमं पुमांस-
मादित्यवर्णममलं तमसः पुरस्तात् ।
त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनींद्र पन्थाः ॥२३॥

**અર્થઃ**—હે મુનીન્દ્ર! મુનિઓ આપને શ્રેષ્ઠ મનુષ્ય માને છે અને અંધકારની સમીપ સૂર્યની સમાન કાંતિવાળા અને નિર્મળ એવા આપને જાણવા થકી તે મૃત્યુને જીતે છે અને (આપના સિવાય) ઉપદ્રવરહિત મોક્ષનો બીજો કોઈ માર્ગ નથી. (૨૩)

## કથા.

સ્વર્ગીય ભારતવર્ષના પ્રસિદ્ધ અવન્તિ દેશમાં ઉજ્જયિની નામની સુન્દર નગરી છે. તે નગરીમાં ઘણા ધનવાનો રહે છે. કેટલાએક શ્રીમંતો પાસે એવાં અમૂલ્ય રત્નો છે કે અન્ય સ્થળે મળવાં પણ દુર્લભ છે. શહેરમાં ધનવાનના મ્હોટા ઉંચા ઝરૂખાવાળા મહેલો છે. તે 'ઉજ્જયિની' બહારના ભાગમાં સહસ્ત્રાંશુ નામનું ઉદ્યાન છે. તેના મધ્ય ભાગમાં ચંડિકાદેવીનું એક મન્દિર છે. તે હિંસાપ્રિય દેવીની પાસે નિરંતર અનેક પ્રકારનાં નિર્દોષ અવાચક પ્રાણીઓનો સંહાર થાય છે, અને દેવીભક્તો દેવીના નામથી પોતાની દુષ્ટ વાંચ્છનાઓ પૂર્ણ કરે છે. એથી ઉદ્યાનમાં ઠેકાણે ઠેકાણે લોહી, હાડકાં, માંસ, મૃત્યુ પામેલા જાનવરોનાં શરીરો, વિગેરે વસ્તુઓ પડી છે. તે જગ્યા બહુજ બીહામણી અને ભયકારક લાગે છે. એક દિવસ કોઇ પવિત્ર જૈન મુનિ બહારગામથી વિહાર કરી આવતા હતા, તેવામાં સાંજનો સમય થઇ ગયો. દિવસ અસ્ત થવાને બહુ વાર ન હતી. મુનિથી બીજી કોઇ જગ્યોએ પહોંચી શકાય તેવો વખત નહિ હોવાથી તે સહસ્ત્રાંશુ વનમાં ચંડિકાના મન્દિરમાં આવીને રાત્રિ ગુજારવા માટે રહ્યા. થોડી રાત્રિ વીત્યા બાદ ચંડિકાદેવી આવીને મુનિને પોતાના મન્દિરમાં ધ્યાનસ્થ જોઇ

ક્રોધે ભરાઈ તથા મુનિને પરિસહ-ઉપસર્ગ-દુઃખ આપવાને તયાર થઇ. ઘડીમાં વ્યાઘ્રનું રૂપ લેઇ મુનિને બ્હીવરાવે, ઘડીમાં સિંહ, તો ઘડીકમાં ભયંકર સર્પ-આદિ રૂપો ધારણ કરે. પણ એથી મુનિ ન બ્હીના. પછી પોતે તલવાર લેઈ મુનિના કકડા કરી નાંખવાનું કહી ભય બતાવ્યો, વજ્રપાત વિગેરે અનેક ભયાનક પ્રસંગો ઉત્પન્ન કર્યા, પણ મુનિ જરા પણ ભય પામ્યા નહિ. ખરૂં છે કે જ્ઞાની પુરૂષો 'भयशोकमुक्त' હોય છે. ચંડિકાદેવી પોતાથી બનતું કરી રહી અને જ્યારે થાકી, ત્યારે શાન્ત થઈ વિચાર કરે છે, એટલામાં મુનિએ ધ્યાન પાળી, પોતે 'त्वामामनन्ति, એ શ્લોકનું આરાધન-ચિંતવન કર્યું, એટલે શાસનરક્ષક દેવીએ આવી, ચંડિકા આગળ મુનિના મહાન્ ગુણોનું અને તેઓની શક્તિનું યથાયોગ્ય વર્ણન કર્યું અને તેણે મુનિના કરેલા અપરાધને માટે શાન્ત અને મીઠા વચનોમાં ઠપકાની સાથે એનું દુષ્ટ ફળ કેવું ભોગવવું પડે છે તે સમજાવ્યું. આથી ચંડિકાએ પોતાની ભુલ જોઇ અને મુનિની પાસે જઈ તેમને નમસ્કાર કરી પોતે કરેલા અપરાધની ક્ષમા માંગી, અને બોલી કે, " મહારાજ! આપ જે આજ્ઞા ફરમાવો તે પ્રમાણે વર્તવાને તૈયાર છું." મુનિએ વખત અનુકૂળ જાણી કહ્યું કે, " દેવી ! જો તું તારૂં વચન પાળવાને

બંધાએલી હોય તો હું તો એટલુંજ કહું છું કે, અહીં તારા નિમિત્તે હજારો નિર્દોષ પ્રાણીની કતલ થાય છે તે બંધ કર અને અત્યારથી હિંસાનો સર્વથા ત્યાગ કરી તારા ભક્તોને દયાને માર્ગે ચડાવ અને તેઓના આત્માને દુર્ગતિમાં પડતા અટકાવ." દેવીએ તે કથન કબુલ કર્યું, હિંસાનો સર્વથા ત્યાગ કર્યો, અને સમ્યક્ત્વ પામી. આ બાબતની બીજે દિવસે ગામમાં ખબર પડી અને દેવીએ પોતાના ભક્તોને હિંસા કરવાની મના કરી મુનિના ઉપદેશ પ્રમાણે વર્તવાને કહ્યું. તેથી ઘણા લોકોએ મુનિનો ઉપદેશ સાંભળ્યો અને સમ્યક્ત્વ પામ્યા.

---

**त्वामव्ययं विभुमचिंत्यमसंख्यमाद्यं**
**ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।**
**योगीश्वरं विदितयोगमनेकमेकं**
**ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥**

**અર્થ:**—હે પ્રભુ! સન્ત જનો આપને ક્ષયરહિત, પ્રભુ, અચિંત્ય, ગુણસંખ્યારહિત, આદ્ય તીર્થંકર બ્રહ્મરૂપ, ઇશ્વર, અનંત, કામનો નાશ કરવાને કેતુ સરખા, યોગીશ્વર, યોગવેત્તા, અનેક, એક, જ્ઞાન સ્વરૂપ તથા પાપમળથી રહિત કહે છે.(૨૪)

**बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधा-**
**त्त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ।**
**धातासि धीर शिवमार्गविधेर्विधाना-**
**द्व्यक्तं त्वमेव भगवन्पुरुषोत्तमोऽसि ॥ २५ ॥**

**અર્થ:**—હે વિબુધાર્ચિત! આપ બુદ્ધિનો બોધ કરો છો તેથી આપ જ બુદ્ધ છો, અને ત્રણ ભુવનના કલ્યાણના કરવાવાળા હોવાથી આપજ શંકર છો. હે ધીર! આપ મોક્ષમાર્ગની વિધિનું વિધાન કરનારા છો તેથી આપજ ધાતા-વિધાતા છો, અને હે ભગવન્! આપજ સાક્ષાત્ પુરૂષોત્તમ છો. (૨૫)

**કથા.**

જે ભવ્યો આ શ્લોકોના મંત્રોની પવિત્ર ભાવોથી આરાધના કરે છે તેઓને વ્યંતર આદિની પીડા ઉત્પન્ન થતી નથી. એ વિષેની કથા આ નીચે આપી છે:—

સૂર્યપુર નામનું એક અતીવ સુન્દર શહેર છે. તે શહેરમાં વસનારા લોકો ધનવાન અને શ્રીમંત છે. ઉંચા મહેલો અને મહેલોની ઉપર સુવર્ણકળશના પ્રકાશને જોઈ કોઇને એમજ ખ્યાલ થાય કે આ સૂર્યપુર શહેરના દરેક મહેલપર આવી

સૂર્ય પોતે બિરાજે છે કે શું? શહેર માત્ર એકલા ધનથી જ શોભે છે તેમ નહિ પણ તે શહેરમાં ઘણાજ વિદ્વાનો વસે છે, તેથી દરેક રીતે તે શોભી રહ્યું છે. તે શહેરનો જીતશત્રુ નામનો મહાન્ પરાક્રમી બળવાન રાજા છે. તેનું તેજ એટલું બધું છે કે શત્રુઓ હમેશાં તેનાથી ડરતાજ રહે છે. તે દિન પ્રતિ-દિન સદ્દગુણની વૃદ્ધિ કરી પ્રજાહિત કેમ વધારે થાય એજ વિચારમાં અને કર્તવ્યમાં જીવન ગુજારતો હતો. એક દિવસ વસન્ત ઋતુ પૂર બહારમાં ખીલી રહી હતી. સુગંધ–પરિમળ ચારે બાજુ પ્રસરી રહ્યો હતો. ભ્રમરો આદિ સુગંધભોગી પ્રાણીઓ અહીં તહીં આનંદ કરતા હતા. કોકિલાઓ મધુર સ્વરે આલાપ કરવા લાગી. માળીએ આવી મહારાજાને વસન્તના બહારની મોજ અનુભવવા અને વિશ્રાન્તિ લેવા બગીચામાં પધારવા કહ્યું. રાજા પટ્ટરાણીઓ સહિત બગીચામાં જઈ ત્યાં આનંદ કરે છે. સો બગીચામાં ફરતાં ફરતાં કોઇ વ્યંતરના સ્થાન આગળ જઇ ચડયાં. ત્યાં કોઈ દેવની અ-ભકિત થવાથી વ્યંતર તે રાણીઓને વળગ્યો અને રાણીઓને બેભાન સ્થિતિમાં લાવી મુકી. ગાંડા માણસની માફક રાણીઓ જેમ તેમ બોલવા લાગી તેમજ અનેક ચેષ્ટા કરવા લાગી; તેથી રાજા તેમજ બીજા માણસો બહુ દુઃખી થવા લાગ્યા.

રાણીઓની બેભાનાવસ્થાથી રાજાનો સર્વ આનંદ જતો રહ્યો. રંગમાં ભંગ પડ્યો અને ચારે બાજુએ શોક ફેલાઇ રહ્યો. રાજાએ તુર્તજ માણસો મોકલી સૂર્યપુર શહેરમાંથી મંત્ર-યંત્ર-તંત્ર જાણનારાને બોલાવી રાણીઓના વ્યંતરને કાઢવા કહ્યું. માંત્રિકો-યાંત્રિકો વિગેરેએ બહુએ પ્રયત્ન કર્યા, પણ સર્વે નિષ્ફળ ગયા. જ્યારે કોઇ પણ પ્રયત્ન ફળીભૂત થયો નહિ ત્યારે રાજા નિરાશ થયો. એટલામાં કોઇએ આવી કહ્યું કે: "મહારાજા, આપણા ગામમાં **શાંતકીર્તિ** નામના મહાન્ પ્રાભાવિક જૈન મહાત્મા છે, તેઓ આવી બાબતોના બહુ સારા જ્ઞાતા છે, જો તેમને બોલાવો તો તે જરૂર કાર્ય સુધારી આપશે." રાજાએ તુર્તજ માણસ મોકલી **શાન્તકીર્તિ**ને બોલાવ્યા અને તે આવ્યા. રાજાએ ભક્તિભાવથી સર્વ હકીકત કહી સંભળાવી. મહાત્માએ તે વાત સાંભળી રાજાને કહ્યું કે: "તમારે લેશ માત્ર ચિંતા કરવી નહિ. હમણાં જ હું તે વ્યંતરને દૂર કરૂં છું." એમ કહી મહાત્માએ રાજા પાસે પવિત્ર જળનો લોટો મંગાવી, ભક્તામરના શ્લોક ૨૪-૨૫ થી મંત્રી રાજાને આપી, દરેક રાણીની આંખપર છાંટવા કહ્યું. રાજાએ તુર્તજ તે પ્રમાણે કર્યું અને પાણી છાંટતાંની સાથે જ વ્યંતર બૂમ પાડી એકદમ ન્હાસી ગયો, અને રાણીઓને શાંતિ થઇ.

આવો અલૌકિક પ્રભાવ જોઇ રાજા રાણીઓ અને બીજા સર્વને આનંદ અને આશ્ચર્ય થયું. મહાત્માએ કહ્યું કે જો પ્રભુના નામસ્મરણ માત્રથી મોહ જેવો ભયંકર વ્યંતર-રાક્ષસ પલાયન કરી જાય તો પછી આ બિચારા વ્યંતરનું શું? એ પ્રમાણે પ્રભુના નામનો મહિમા કહ્યો. તે સાંભળી રાજાને આનંદ થયો અને મહાત્માના ચરણે પડી તે કહેવા લાગ્યો કે "ધન્ય છે આપને, કે આવા પ્રભુની આપ ઉપાસના કરો છો. હું મંદભાગી કે આવા પ્રભુના નામમાત્રથી આજસુધી અજ્ઞાત રહ્યો. હવે મને જૈન ધર્મના તત્ત્વને શીખવી જૈન બનાવો." મહાત્માએ તેમ કર્યું. રાજા જૈનધર્મી થયો અને ધર્મનો પ્રભાવ બહુ વધ્યો.

---

**तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ**
**तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।**
**तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय**
**तुभ्यं नमो जिन भवोदधिशोषणाय ॥ २६ ॥**

**અર્થ:**—હે નાથ! ત્રિભુવનના દુઃખોને નષ્ટ કરનાર આપને મારા નમસ્કાર છે. પૃથ્વીના તળને વિષે નિર્મળ અલંકાર-

રૂપ આપને મારા નમસ્કાર છે. હે ત્રણ જગતના પરમેશ્વર! આપને મારા નમસ્કાર છે. હે જિનેન્દ્ર! ભવસમુદ્રને શોષણ કરનાર! આપને નમસ્કાર છે. (૨૬)

## કથા.

૨૬ મા શ્લોકના પ્રભાવથી ધન સંપત્તિ પ્રાપ્ત થાય છે. તેના પ્રભાવની અને ધર્મપર વિશ્વાસ કરાવનારી કથા આ પ્રમાણે છે:—

પટણા શહેરમાં ધનમિત્ર નામનો એક વણિક રહેતો હતો. પાપકર્મના ઉદયથી દરિદ્રતા અને નિર્ધનતાનો તે ભોગ થઇ પડેલો હતો. તેને સંસારના વૈભવો ભોગવવાની અને પરમાર્થ કરવાની ઘણી જ ઇચ્છા રહેતી પણ 'संसार निर्धनो दुःखी' એ નિયમાનુસાર તેની કોઇ પણ ઇચ્છા ફળીભૂત થતી ન હતી.

એક દિવસ ધનમિત્ર 'ગુણસેન' નામના મુનિરાજની પાસે આવી ધર્મબોધ સાંભળતો હતો. વ્યાખ્યાન પૂર્ણ થયા પછી ધનમિત્રે કહ્યું: "મહારાજ, આપે ધર્મ કરવાનો ઉત્તમ બોધ આપ્યો પણ ચિત્તની શાંતિ વિના ધર્મ કેવી રીતે થઈ શકે? હું ઘણો જ નિર્ધન છું, તો કોઇ એવો માર્ગ બતલાવો કે જેથી નિર્ધનતા દૂર થાય." મુનિએ જવાબમાં કહ્યું કે

"લક્ષ્મી હોવી યા ન હોવી એ પૂર્વના શુભાશુભ કર્મના ઉદય અનુસાર છે, તોપણ પુણ્યથી યા ધર્મથી અશુભ કર્મ દૂર થાય છે, અને પુણ્યથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, માટે જે કાંઇ બની શકે તે પુણ્ય કરો અને ભક્તામર સ્તોત્રનો નિરંતર પાઠ કરતા રહો, તેમાં ખાસ કરીને 'तुभ्यं नमः' એ શ્લોકનો વિધિપૂર્વક પાઠ–જાપ કરવાથી દરેક વાતે લાભ થશે. પણ એટલું હમેશાં યાદ રાખવું કે–પરસ્ત્રીને માતા સમાન ગણવી અને વિકારને સર્વથી દૂર રાખવા, નહિતર લાભને બદલે હાનિ થશે."

મુનિના ઉપદેશ અનુસાર વર્તવાનું નક્કી કરી, મુનિના કહ્યા પ્રમાણે તે ભક્તામરના શ્લોકનો જાપ યથાવિધિ કરવા લાગ્યો. આમ કરતાં છ મહિના વીતી ગયા. એક દિવસ સાંજના સમયે ધનમિત્ર કોઇ પણ કામથી નિરાશ થઇ ઘેર જાય છે અને મનમાં પોતાની નિર્ધનતાને માટે ખેદ કરતો જાય છે, તેવામાં થોડે દૂર ચાલ્યો ત્યાં એક સર્વાંગસુન્દરી તેને મળી. તે સ્ત્રી ધનમિત્રને જોઇને બોલી કે, "વ્હાલા! આજે મ્હારાં સદ્‌ભાગ્ય કે આપના અમૂલ્ય દર્શનનો મને લાભ થયો. હું તમારી ઘણી જ પ્રશંસા સાંભળતી હતી અને એથી કરીને આપના દર્શન કરવાને તલસતી હતી. તે આજે ઇચ્છા પૂર્ણ

થવાથી હું મને ખરેખર ભાગ્યશાળી માનું છું. મ્હારૂં જીવન આજે સફળ થયું એમ હું સમજું છું. હવે આપની પાસે મ્હારી એક માંગણી છે તે આપશ્રી જરૂર કબુલ કરશો એવો વિશ્વાસ છે. મ્હારી એજ ઇચ્છા છે કે આપશ્રીની અર્ધાંગના તરીકે આ દાસીને સ્વીકારી મ્હારૂં જીવન સફળ કરો. મ્હારી ઘણા વખતની ઇચ્છાને પૂર્ણ કરો. વ્હાલા! પ્રભાતમાં ઉઠીને સામાયિક, મંત્ર જાપ, સ્તવન-પાઠ ઇત્યાદિ કરી નાહક આત્માને દુઃખી શામાટે કરવો જોઇએ? મ્હારી પાસે ધન પણ અપરંપાર છે. સેંકડો પેઢીયો એઠાં ખાધાં કરે તોપણ ન ખૂટે તેટલું ધન મ્હારી પાસે છે. માટે ચાલો મ્હારી સાથે અને આ મનુષ્ય જન્મનો લ્હાવો લ્યો. નાહક ભોળા બની જઇ સ્વાર્થી અને વૈરાગી સાધુઓની માયાજાળમાં ફસાવું શામાટે જોઇએ? હું તો એમ જ માનું છું કે આ દુનિયામાં મનુષ્ય જીવનનો લ્હાવો વૈભવ ભોગવી લેવામાં જ છે. પાપ કે પુણ્ય એવું કાંઈ છે જ નહિ. તેમ જ અહીં કરેલાં સારાં માઠાં કામનો બદલો ભોગવવા પરલોક જેવું જે કાંઇ કહેવામાં આવે છે તે પણ સત્ય હોય એમ હું તો માનતી નથી, તો પછી અહીં મળતાં સર્વ સુખોનો ત્યાગ કરી પાણી ફેરવી શામાટે દુઃખ ભોગવવું પડે? માટે મ્હારૂં કહ્યું માની મને અને મ્હારી લક્ષ્મીને આપની

કરો." યુવતીનું આ કથન સાંભળી ધનમિત્ર આશ્ચર્યની સાથે તે યુવતીની અજ્ઞાન દશાને માટે ખેદ કરવા લાગ્યો અને તેણે શાન્ત ચિત્તથી જવાબ આપ્યો કે:-"સુન્દરી! તું જે કાંઈ કહે છે, તે એકાન્ત અજ્ઞાનથીજ કહે છે. આત્માના અને કર્મના સત્ય સ્વરૂપનું તને લેશ માત્ર જ્ઞાન નથી તેથી ત્હારાં આવાં વચનો નીકળે છે. પ્રથમ તો તું મ્હારે માટે પરસ્ત્રી ગણાય અને પરસ્ત્રીનો મને હમેશને માટે ત્યાગ છે, કારણકે વિષય એ એક જાતનો કીચડ છે અને જેમ કીચડમાં પડવાથી વસ્ત્ર મલીન થાય છે તેમ વિષયસેવનથી આત્મારૂપી વસ્ત્ર મલીન થાય છે, અને તેને ફરી શુદ્ધ કરતાં ઘણી મહેનત પડે છે. પરસ્ત્રીગમનથી ઘણા રાજામહારાજાની પાયમાલી થઈ છે. તેમજ પરસ્ત્રીના સમાગમથી સદ્‌બુદ્ધિ, સદ્‌ગુણ વિગેરેનો અને અમૂલ્ય વીર્યનો નાશ થાય છે. સારાંશ કે પરસ્ત્રીનો પ્રસંગ અનેક અહિત કરનાર છે. વિષયજ દુનિયાની પાયમાલીનું મૂળ છે, અધોગતિમાં રખડાવી મારનાર છે, ઘડીભરનો કહેવાતો-અજ્ઞાનથી મનાતો આનંદ દુ:ખનાં હજારો વર્ષને જન્મ આપે છે, માટે દરેક આત્મહિતેચ્છુ મનુષ્યે જેમ બને તેમ વિષયથી અલગજ રહેવું જોઈએ. માટે મ્હારૂં કહેવું છે કે તું ત્હારા પોતાના હિતની ખાતર વિષયની લોલુપતા છોડી દેજે, અને અન્યને વિષય-

પાશમાં પાડતી અટકજે, જેથી ત્હારૂં અને ત્હારાથી પરનું અહિત થતું અટકે. વળી તું જે પરલોક કે પાપ પુણ્ય નથી એમ કહે છે, તે તારો ભ્રમ છે. મહાત્મા જનોએ અનેક પ્રકારનાં દૃષ્ટાન્તો તથા દલીલોથી એ સર્વની સિદ્ધતા કરી બતાવી છે."

યુવતી ધનમિત્રનાં આવાં દૃઢતાભર્યાં વચનો સાંભળી એકદમ પોતાનું મનુષ્યસ્ત્રીનું રૂપ બદલી દેવીસ્વરૂપે પ્રકટ થઇ બોલી: "ધન્ય છે ધનમિત્ર, ત્હારી દૃઢતાને! હું ત્હારી પરીક્ષા કરવા ખાતરજ આવી હતી. હવે હું ત્હારાપર પ્રસન્ન થઈ છું તો ત્હારે જે જોઇએ તે માંગી લે. ભક્તામરના સ્મરણથી હું ત્હારી ઇચ્છા પૂર્ણ કરવાને માટે જ આવેલી છું."

આ સાંભળી ધનમિત્રે દેવીને કહ્યું કે "મ્હેં આપને મનુષ્ય સ્ત્રી ધારીને જે કાંઇ કહ્યું તેના માટે ક્ષમાપના માંગું છું. હું જે કાંઇ ઇચ્છું છું તે એજ કે હું નિર્ધન છું તો ધન મળે, પછી મને બીજું કાંઈ જોઇએ નહિ." દેવીએ 'તથાસ્તુ' કહ્યું અને કહ્યું કે, "ત્હારા ઘરની કોઠીઓ લાકડીઓથી ભરી મૂકજે અને સવારે જોઇશ તો સર્વે સુવર્ણની હશે." આટલું કહી દેવી સ્વસ્થાનકે ગઇ. ધનમિત્રે દેવીના કહ્યા પ્રમાણે કર્યું

અને તે પ્રમાણે થયું. ધનમિત્ર પ્રભુસ્મરણથી ખરેખરો "ધન-મિત્ર" થયો.

---

को विस्मयोऽत्र यदि नाम गुणैरशेषै-
स्त्वं संश्रितो निरवकाशतया मुनीश ।
दोषैरुपात्तविविधाश्रयजातगर्वैः
स्वप्नांतरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥२७॥

**અર્થ**—હે મુનીશ્વર! આપ સમસ્ત ગુણોના પરિપૂર્ણ આશ્રયરૂપ સ્થાન હો તો તેમાં આશ્ચર્ય શું છે? વિવિધ આશ્રયોથી ઉત્પન્ન થએલા અહંકારરૂપ દોષોએ કરી તમને લોકોએ સ્વપ્નાંતરમાં પણ કદિ દીઠેલા નથી. (૨૭)

## કથા.

૨૭ મા શ્લોકની પ્રભાવદર્શક કથાઃ-

નદી ગોદાવરીના કિનારાપર બાગબગીચાથી સુવેષ્ઠિત ચંદ્રપુર નામનું એક ઘણું જ સુન્દર શહેર છે. ત્યાંનો 'હરિસિંહ' નામનો રાજા રૂપ ગુણ અને વૈભવયુક્ત તેમજ ન્યાયી હોવાથી પ્રજાને અતિ પ્રિય છે. તે દરેક વાતે સુખી હતો પણ તેના

સુખમાં ખામી એક પુત્રની જ હતી. તેને અને રાણીઓને પુત્ર સંબંધી રાત્રિદિવસ ચિંતા થયાં કરતી.

રાજા પુત્રપ્રાપ્તિ માટે અનેક પ્રયત્ન કર્યા કરતો હતો છતાં કોઈ પ્રયત્ન ફળીભૂત થતો ન હતો. રાજાને ચિંતાયુક્ત જોઈ એક દિવસે પ્રધાને કહ્યું કે: "મહારાજા! આમ રાતદિવસ ચિંતા કરવાથી શું ફાયદો થવાનો હતો? પ્રભુકૃપાવિના કોઇ પણ વસ્તુ મળવી અશક્ય છે; તો મ્હારૂં કહ્યું માની આપ મહાદેવની સેવા-ભક્તિ કરો, અને તેની ઉપાસના કરવાથી તે તુષ્યમાન થશે તથા તે દેવની કૃપાથી આપને અવસ્ય પુત્ર-રત્ન પ્રાપ્ત થશે" રાજાએ પ્રધાનના કહ્યા પ્રમાણે મહાદેવની ઉપાસના શરૂ કરી, અને અનેક કષ્ટ વેઠી ઉપાસના કરવા લાગ્યો. એમ કરતાં કેટલાએક મહીના વીતી ગયા છતાં રાજાની મનઃકામના પૂર્ણ થઇ નહિ, તેથી રાજા વધારે નિરાશ થયો.

રાજા એક દિવસ કોઇ પ્રસંગવશાત્ ગામની બહાર બગીચામાં મગજને વિશ્રાન્તિ આપવા માટે ગયો હતો. ત્યાં બગીચામાં એક વૃક્ષની નીચે 'મુનિચંદ્ર' નામના જૈન યોગી ધ્યાનમાં ઊભા હતા. તેમનાં દર્શનથી જ રાજાને આનંદ થયો. તેમની પાસે જઈ વિધિયુક્ત નમસ્કાર કરી દ્વય હસ્ત જોડી

તે સન્મુખ બેઠો. યોગીએ ધ્યાન પાળી રાજાને ધર્મબોધ અને પરમાર્થ કરવાનો બોધ આપ્યો. રાજાએ તે બોધ ગ્રહણ કર્યો અને કહ્યું કેઃ "મહારાજ! મ્હારે પુત્ર નથી તેથી રાત્રિદિવસ મ્હારૂં મન વ્યગ્ર રહે છે. મ્હારા આ ઉત્તમ વંશની સમાપ્તિ શું મ્હારાથીજ થશે?" જવાબમાં રાજાને યોગીએ કહ્યું: "રાજન્! કોઇ પણ વસ્તુ મળવી યા ન મળવી એ પોતાના કર્માનુસાર છે, તો તમારે પણ કર્મ ભોગવવાં પડે તેમાં શું આશ્ચર્ય? પણ ધર્મ અને પ્રભુસ્મરણ જો એક ચિત્તથી થાય તો અશુભ કર્મનો નાશ થાય અને ઇચ્છિત વસ્તુ પણ મળે; માટે પ્રભુસ્મરણ કરો કે જેથી તમારી મનઃકામના પૂર્ણ થશે. તે સાથે "को विस्मयोत्र" એ શ્લોકનો વિધિપૂર્વક અને તેના નિયમપૂર્વક જાપ કરશો તો અવશ્ય ઇચ્છા સફળ થશે."

યોગીનાં આ વચન સાંભળી રાજાને આનંદ થયો અને યોગીના કહ્યા પ્રમાણે કરવાનું કબુલ કરી નમસ્કાર કરી રાજા સ્વસ્થાનકે ગયો. તેજ દિવસથી વિધિપૂર્વક ભક્તામરના ૨૭ મા શ્લોકનું શુદ્ધ ભાવથી સ્મરણ કરવા લાગ્યો. કેટલાએક દિવસ વ્યતીત થયા બાદ એક વખતે રાજા ઉપરોક્ત શ્લોકનું સ્મરણ કરે છે, તે વખતે દેવી આવી હાજર થઈ અને કહ્યું: "રાજેન્દ્ર! ત્હારી પ્રભુભક્તિથી ખુશ થઈ હું તને આ એક અપૂર્વ પુષ્પ-

માળા આપું છું તે રાણીના કંઠમાં પહેરાવશે તો પુત્રની પ્રાપ્તિ અવશ્ય થશે." આટલું કહી પુષ્પમાળા આપી દેવી અદૃશ્ય થઇ. રાજાએ તે પુષ્પમાળા પોતાની પ્રિય રાણીના કંઠમાં આરોપણ કરી. કેટલાએક દિવસે તે રાણીને ગર્ભ રહ્યો, અને યથાસમયે રાણીએ એક તેજસ્વી પુત્રરત્નને જન્મ આપ્યો. આ પ્રસંગથી રાજાને તેમજ તેની પ્રજાને અત્યંત આનંદ થયો. જૈન યોગીના કહેવા પ્રમાણે થવાથી રાજાએ જૈન ધર્મ સ્વીકાર્યો.

---

**उच्चैरशोकतरुसंश्रितमुन्मयूख-**
**माभाति रूपममलं भवतो नितांतम् ।**
**स्पष्टोल्लसत्किरणमस्ततमोवितानं**
**बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥**

**અર્થ**—જેવી રીતે પ્રકાશમાન કિરણોવાળું અને અંધકારના સમૂહને નષ્ટ કરવાવાળું સૂર્યનું બિંબ વાદળાંની સમીપે શોભે છે, તેવી રીતે ઉંચા અશોક વૃક્ષની નીચે ઉંચાં કિરણોવાળું આપનું સ્વરૂપ પણ અત્યંત નિર્મળ છે. ( ૨૮ )

## કથા.

ધારા નામની પ્રસિદ્ધ નગરી છે. તે નગરીનો મહિપાળ નામનો રાજા છે. તે નીતિથી અને પ્રેમથી પ્રજાનું પાલન કરે છે. રાજાને પ્રજા અને પ્રજાને રાજા પ્રિય છે. અન્યોઅન્ય સેવક–સેવ્ય ભાવથી શાંતિથી રહે છે. તે રાજાને શ્રીમતી નામની પવિત્ર મહારાણી હતી. તે શીલ, સૌભાગ્ય આદિ સદ્ગુણોથી અંકિત હતી. તે સંસારમાં એક મહિલારત્ન હતું. તેને સન્તાનમાં માત્ર એક પુત્રી જ હતી જેનું નામ રૂપકુંડલા હતું. તે સ્ત્રીઓના સદ્ગુણોથી તેમજ રૂપ લાવણ્ય–આદિથી દેવકુમારી જેવી જણાતી હતી, પણ તેનામાં એકાદ ખામી હતી, તે એજ કે તેને પોતાના રૂપ અને વિદ્યા આદિનો ગર્વ અતિ ઘણો હતો. આ ખામીને લીધે, તે સારા ગુણવાન અને વિદ્યાવાનની નિન્દા હમેશ કર્યા કરતી હતી. એક દિવસે રૂપકુન્ડલા પોતાની સખીઓ અને દાસીઓ સાથે બગીચામાં ફરવા માટે ગઈ, ત્યાં એક વૃક્ષ નીચે ક્ષમાશીલ નામના મુનિ ધ્યાનમાં ઊભા હતા. તેને જોઈ રૂપકુન્ડલા પોતાની સખીઓ પ્રત્યે મુનિની મસ્કરી કરતી કહેવા લાગી કે: "સખી ! જો તો ખરી, આ ભિક્ષુક કેવો અપવિત્ર છે? તે કદી ન્હાતો નથી, ધોતો નથી, શરીરપર મેલ કેટલો ચડી ગયો છે? આ તો

પશુની સ્થિતિમાં જ છે. મનુષ્યને તો કાંઇક લાજ હોય પણ આને તો તે પણ નથી. આ તો કોઇ મૂર્ખ અને નીચ મનુષ્ય છે. મેં તો આવો નિર્લજ્જ મનુષ્ય કોઇ વખતે જોયો નથી. આવા ઉપર તો મને તિરસ્કાર છૂટે છે. ચાલો અહીંથી, મારાથી તો અહીં ઊભા રહેવાતું નથી." આવી રીતે તેણે મુનિની નિન્દા કરી એટલું જ નહિ પણ ચાલતી વખતે લાકડી, પત્થર વિગેરેના પ્રહાર પણ કરતી ગઇ. સખીઓ અને દાસીઓએ પણ તેના આ નિન્દાકાર્યમાં ભાગ લીધો અને પવિત્ર મુનિનું ઉપહાસ્ય કરતી ગઇ. જ્ઞાનીનું કથન છે કે, પ્રચંડ પાપનાં ફળ તુર્ત જ કે તેજ ભવમાં ઉદય આવે છે. રૂપકુન્ડલાને પણ તેમજ થયું. પવિત્ર મુનિની અવગણનાનું ફળ તેને તેજ વખતે મળ્યું. તેનું સ્વર્ગીય રૂપ એકાએક બદલાઇ ગયું ને તે વિરૂપા બની ગઇ. તેનું ચંદ્ર સરખું વદન તદન કાળું પડી ગયું, એટલું જ નહિ પણ તે વિકરાળ બની ગયું. આંખો નાક બેસી ગયાં, કાન જેમ ફુલ ચીમળાઇ જાય તેમ ચીમળાઇ ગયા અને તેનાં છિદ્રોમાંથી લોહી નીકળવા લાગ્યું. એ રીતે તેને કોઢ નીકળ્યો. જેમ રૂપકુન્ડલાને થયું તેમ તેની સખીઓ અને દાસીઓ કે જેણે મુનિની અવગણના કરવામાં ભાગ લીધો હતો તે સર્વેને પણ કાંઇક ને કાંઇક ફળ તો મળ્યું. પોતાની એકાએક આવી

અધમ સ્થિતિ જોઇ રૂપકુન્ડલાને આશ્ચર્ય થયું. તે વિચારવા લાગી કે–આ શું થયું? મ્હારી આવી અવસ્થા થવાનું કારણ શું? આમ વિચારતાં તેને યાદ આવ્યું કે "હા! મને સ્મરણ થાય છે કે મેં તે દિવસે બગીચામાં ઊભેલા સાધુની નિન્દા કરી હતી. તેમને પ્રહાર કરી દુઃખ આપ્યું હતું. અભક્તિ કરી હતી. તે ક્ષમાના ધરનાર મુનિએ મને કાંઇ પણ કર્યું નહિ, મારો તિરસ્કાર શાન્તપણે સહન કર્યો. આથી તે કોઈ સાધારણ પુરૂષ નહિ પણ કોઇ સમર્થ યોગી પુરૂષ હશે. તેનું બાહ્ય શરીર ગમે તેવું હોય પણ તે અતુલ શક્તિમાન્ છે અને તેની અભક્તિનું જ આ ફળ મળ્યું છે. હવે તેઓની ક્ષમા માંગવા સિવાય અન્ય કોઇ રસ્તો જ નથી." એમ વિચારી સખીઓને સાથે લેઈ રૂપકુન્ડલા જે સ્થળે 'ક્ષમાશીલ' મુનિ ધ્યાનગ્રસ્ત ઊભા હતા ત્યાં આવી અને નમસ્કાર કરી ઘણાજ દીન વદને બોલી કેઃ–"ભગવન્! મ્હારૂં રક્ષણ કરો! મેં પાપણીએ આપનો ઘણો અપરાધ કર્યો છે. હું જાણતી નહોતી કે આપની અભક્તિનું આવું દુષ્ટ ફળ મ્હારે ભોગવવું પડશે. પ્રભુ! આપ તો ઉપકારી દયાળુ છો અને ભૂંડું કરનારનું પણ ભલું ચાહનારા છો. પ્રાણી માત્રપર દયા કરનાર અને અન્યને દયાનો બોધ આપનાર છો. મ્હારા જેવા અધમ આત્માને ક્ષમા આપી,

સદ્બોધ આપી, દુર્ગતિએ પડતા અટકાવનાર છો. દયાળુ દેવ! હું મ્હારા દુષ્કર્મના અગ્નિથી બળી રહી છું તો દયા કરી શાંતિ આપવા મ્હારી નમ્ર પ્રાર્થના છે." આવી અનેક રીતે મુનિ પાસે પ્રાર્થના કરતી તે અશ્રુ સારવા લાગી. આ જોઇ ક્ષમાશીલ મુનિ બોલ્યા કે:-"રાજકુમારી! શોક ન કર. મનુષ્ય ભૂલને પાત્ર છે. અજ્ઞાનતા એ ભૂલને જન્મ આપનારી છે અને અનેક રીતે આત્માનું અહિત કરનારી એ અજ્ઞાનતા જ છે, માટે ફરી વાર ભૂલો ન થાય એટલા માટે તું સત્કર્મ કરવાનો નિશ્ચય કર અને થાય તેટલી અન્યની ભક્તિ કર, પરોપકાર કર, બીજા આત્માને શાંતિ આપવા પ્રયત્ન કર, શાંતિ આપવાથી જ શાંતિ મળશે." વિશેષમાં મુનિએ તત્ત્વાદિનું સ્વરૂપ અને શ્રાવકનાં અણુવ્રત સમજાવ્યાં. આ બોધની અસર રૂપકુન્ડલાના હૃદયપર બહુજ સુન્દર થઇ, અને તેણે સમ્યક્ત્વ સાથે પાંચ અણુવ્રત ગ્રહણ કર્યાં. પછી મુનિએ "उच्चैरशोक" એ શ્લોકની વિધિપૂર્વક આરાધના કરવાનું કહ્યું. રૂપકુન્ડલા તે પ્રમાણે વર્તવા કબૂલ કરી મુનિનો ઉપકાર માની સ્વસ્થાનકે આવી, ઉપરોક્ત શ્લોકની વિધિપૂર્વક આરાધના કરવા લાગી અને તેની સાથે તેની સખીઓ કે જેઓની પણ રૂપકુન્ડલા જેવીજ સ્થિતિ થઈ હતી તેઓએ પણ તે શ્લોકની આરાધના

કરવા માંડી. આવી રીતે કરવાથી ટુંક સમયમાં રૂપકુન્ડલાનું શરીર પ્રથમના જેવું કાન્તિમાન અને લાવણ્યવાન બન્યું. તેની સખીઓને પણ સારૂં થયું. ધર્મના પ્રભાવથી અને પ્રભુસ્મરણથી શું ન થાય?

રૂપકુન્ડલાનું શરીર સુન્દર બન્યું, પૂર્વની સ્થિતિ પુનઃ આવી, પણ પોતે કરેલાં દુષ્કર્મનો હૃદયદંશ દૂર થયો નહિ. તે પોતાની થએલી ભુલ માટે રાત્રિ દિવસ રડયાં કરતી. ચિંતાની અગ્નિમાં બળ્યા કરતી. તેને કયાંય પણ ચેન પડતું નહિ. આ જન્મમાં આવી શિક્ષા ભોગવવી પડી છે તો અન્ય ભવમાં હજુ કેવી શિક્ષા ભોગવવી પડશે? તેનો વિચાર તેને ફફડાવી મુકતો. જો આ ભવમાં મ્હારાં કરેલાં દુષ્કર્મનો નાશ નહિ થાય તો અન્ય જન્મમાં મહાન્ ક્લેશ ભોગવવો પડશેઃ આવા આવા અનેક વિચારથી તેને સુખ મળતું નહિ. છેવટે તેણે વિચાર કર્યો કે દુષ્કર્મને ધોવાને માટે ચારિત્રની જરૂર છે. એ વિચાર નક્કી કરી માતપિતાની અનુજ્ઞા મેળવી. સખીઓને સાથે લેઈ, તેણે સાધ્વીપણું અંગીકાર કરી, અનેક પ્રકારની સત્ક્રિયાઓ કરી. નિર્મળ ચારિત્ર પાળી પોતાનાં કરેલાં કર્મનો નાશ કરી તેણે આત્મિક શાંતિ પ્રાપ્ત કરી.

જ્ઞાનીઓનું કથન છે કે:-'धर्मात्सर्वसुखं नृणाम्' મનુષ્યોને સર્વ સુખોની પ્રાપ્તિ ધર્મથી થાય છે. માટે આત્માર્થી મનુષ્યોએ શુદ્ધ ભાવથી ધર્મનું સેવન કરવું કે જેથી આ દુનિયાનાં દ્રવ્ય સુખો અને આત્મિક સુખો મેળવી શકાય.

---

**सिंहासने मणिमयूखशिखाविचित्रे**
**विभ्राजते तव वपुः कनकावदातम् ।**
**बिम्बं वियद्विलसदंशुलतावितानं**
**तुंगोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥२९॥**

**અર્થ:**—જેવી રીતે ઉંચા ઉદયાચળ પર્વતના શિખર ઉપર આકાશમાં ઉદ્યોતમાન કિરણોની શાખાઓના સમૂહ-વડે સૂર્યનું બિમ્બ શોભે છે, તેવી રીતે મણિઓના કિરણોની કાંતિથી વિચિત્ર શિખરવાળા સિંહાસનપર સુવર્ણ જેવું આપનું શરીર વિશેષે કરીને શોભે છે. (૨૯)

**કથા.**

**અં**કલેશ્વર નામનું એક સુન્દર શહેર હતું. તેનો **જ**યસેન નામનો રાજા હતો અને તેની **જ**યસેના નામની રાણી હતી.

રાજા જૈન ધર્માનુરક્ત હતો અને રાણી અન્ય ધર્મ પાળતી હતી; બન્ને પરસ્પર વિધર્મી હોવા છતાં સંસાર વ્યવહારમાં કોઇ જાતની અશાંતિ ન હતી, પરન્તુ ધર્મનો વિરોધ તો ચાલતો હતો. રાજા રાણીના ગુરૂને કુગુરૂ માનતો અને રાણી જૈન સાધુને કુગુરૂ માનતી હતી, અને એથી ધર્મચર્ચા ઘણી વખત થતી. એક દિવસે જૈન મુનિરાજ રાજમન્દિરમાં આહાર અર્થે પધાર્યા. રાજાએ ઘણા ભક્તિભાવથી મુનિનું સન્માન કર્યું અને નિર્દોષ આહાર વહોરાવ્યો. મુનિ જ્ઞાની હતા તેમજ તપસ્વી પણ હતા, અને તપશ્ચર્યાને લીધે શરીર ઘણુંજ કૃશ પડી ગયું હતું. આવી સ્થિતિવાળા મુનિને જોઇ રાણી મુનિની મશ્કરી કરતાં કહેવા લાગી કે "આ મુનિ કોઇ પણ જાતની લાજ વિનાના કેવા ભિક્ષુ છે? હું કોના ઘરમાં પેસું છું તેનું પણ એને ભાન નથી. રાજાના મહેલમાં આવી સ્થિતિએ અવાય કે ન અવાય એટલી અક્કલ પણ એનામાં નથી, અને પશુની માફક ચાલ્યો આવે છે. ભિખારીની પેઠે ઘેર ઘેર રખડી ટુકડા ઉઘરાવે છે! વનમાં જોઇએ તેટલું પવિત્ર અન્ન, તેમજ ફળ, ફુલ, કંદ મળતું હોવા છતાં ગામમાં રખડી રખડી પેટ ભરે છે. આ કેવી ધૃષ્ટતા છે? આવા ભિખારીને રાજા આટલું માન આપે છે.

રાજાની અંધ ભક્તિ છે. જે સાચા અને પવિત્ર ગુરૂઓ છે તેને છોડી આવા ભિખારીની ભક્તિ પૂજા કરી આ અમૂલ્ય જન્મને ફોકટ ગુમાવે છે. મ્હારા પવિત્ર ગુરૂને રાજા નમતો નથી, તેમજ રોટલાનો ટુકડો પણ આપતો નથી. આ વખતે હું જો એકલી હતે તો આવા ભિખારીને દેશપાર કરાવત.” રાણીએ આવા અપમાનભર્યા શબ્દો કહ્યા અને મુનિની અવગણના કરી, પરન્તુ મુનિરાજ શાન્ત ભાવથી તે શબ્દ સાંભળી, રાણીની અજ્ઞાનતાપર દયા કરી, ત્યાંથી ચાલ્યા ગયા.

કેટલાએક દિવસ વ્યતીત થયા પછી મુનિની નિન્દાનું ફળ રાણીને મળ્યું. રાણીને કોઢ નીકળ્યો. રાજાએ ઘણા ઉપાયો કર્યા છતાં કોઈ પણ ઉપાય ફળીભૂત થયો નહિ. એક દિવસે રાજાએ રાણીને પૂછ્યું કે, “આ વેદના થવાનું કારણ તને કાંઇ સમજાય છે?” જવાબમાં રાણીએ કહ્યું કે “મ્હારા દુષ્કર્મની મને ખબર છે. આપણે ત્યાં થોડા દિવસ અગાઉ પવિત્ર મુનિ વહોરવા આવ્યા હતા, તેમની મ્હેં મ્હારાથી બની તેટલી નિન્દા, અવગણના કરી હતી. અપમાન કરવામાં અને હલકા શબ્દો બોલવામાં કોઇ પણ જાતની બાકી રાખી નથી, અને તે દુષ્કર્મનું આ ફળ ભોગવું છું.” આવી રીતે રાજાએ જાણ્યું કે પવિત્ર મુનિની નિન્દાનું આ ફળ ભોગવે છે. આવું દુષ્કર્મ કરવાને માટે

રાણીને રાજાએ ઘણો ઠપકો આપ્યો અને કહ્યું કે:- "એવા મુનિની નિન્દા કરવાથી ઘણાં જીવો દુર્ગતિમાં ગયા છે." દુર્ગતિનું નામ સાંભળી રાણીને ઘણો ભય ઉત્પન્ન થયો, અને મુનિ પાસે જઇ ક્ષમા માંગવા વિચાર થયો. તુર્ત તૈયાર થઇને તેણે જે મુનિની નિન્દા કરી હતી, તે મુનિ પાસે જઇ ભક્તિભાવથી વંદન કરી ઊભી રહી, અને પોતાની સખીને પોતાની સ્થિતિ કહેવા કહ્યું. સખી બોલી કે: "કૃપાસિન્ધુ! રાણી કહે છે કે-મેં અજ્ઞાનતાને લીધે આપની વ્યર્થ નિન્દા કરી હતી અને તિરસ્કાર કર્યો હતો, તેમજ દ્વેષ કરી ધર્મની અને આપની પૂર્ણ અભક્તિ કરી હતી તે દુષ્કર્મનું ફળ મને મળી ચૂક્યું છે; માટે મ્હારા પર દયા કરી મ્હારૂં રક્ષણ કરો." દયાળુ મુનિને રાણીની દયા આવી અને તે બોલ્યા કે:- "ધર્મથી દુષ્કર્મનો નાશ થાય છે, સત્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે અને નરક જેવાં દુઃખો પણ ધર્મથી નાશ પામે છે. સર્વ પ્રકારની સંપત્તિ મળે છે. છેવટે મોક્ષગતિ પણ ધર્મથી મળે છે. માટે શુદ્ધ શ્રદ્ધાથી જૈન ધર્મનું સેવન કરો અને વીતરાગ દેવની આરાધના કરો કે જેથી સર્વ પ્રકારની શાંતિ થાય." રાણીએ મુનિનો ઉપદેશ શ્રવણ કરી સમ્યક્ત્વ ગ્રહણ કર્યું અને શ્રાવક ધર્મ આદર્યો તથા શ્રદ્ધાપૂર્વક મુનિને વંદન કરી મહેલ તરફ જવાને તૈયાર થઇ, તે

વખતે મુનિએ કહ્યું કેઃ-"આ એક મંત્ર છે તેનાથી પવિત્ર જળ મંત્રી મ્હોંડાપર છાંટવાથી અને તેનું પાન કરવાથી સર્વ વ્યાધિ દૂર થશે." એમ કહી 'सिंहासने' એ શ્લોક મુનિએ રાણીને આપ્યો અને વિધિ બતાવી. રાણીએ ઘેર આવી મુનિના કહ્યા પ્રમાણે મંત્રજાપ કરવાથી થોડા દિવસમાં વ્યાધિ દૂર થયો અને શાંતિ થઈ. આથી રાણીને જૈન ધર્મપર પૂર્ણ શ્રદ્ધા બેઠી.

---

कुंदावदातचलचामरचारुशोभं
विभ्राजते तव वपुः कलधौतकान्तम् ।
उद्यच्छशांकशुचिनिर्झरवारिधार-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौंभम् ॥ ३० ॥

**અર્થ**—જેવી રીતે ઉદય પામેલા ચન્દ્રમાના જેવા નિર્મળ ઝરણાંનાં પાણીની ધારાઓથો, સુવર્ણમય મેરૂ પર્વતનું ઉંચું શિખર શોભે છે; તેવી રીતે મોગરાના પુષ્પ જેવું અને ધોળા વીંઝાતા ચામરોવડે મનોહર શોભાવાળું સુવર્ણકાંતિમય આપનું શરીર અત્યન્ત શોભાયમાન બની રહ્યું છે. (૩૦)

छत्रत्रयं तव विभाति शशांककांत-
मुच्चैः स्थितं स्थगितभानुकरप्रतापम् ।

मुक्ताफलप्रकरजालविवृद्धशोभं
प्रख्यापयत्त्रिजगतः परमेश्वरत्वम् ॥३१॥

**અર્થ**—ચન્દ્રમા સમાન મનોહર, સૂર્યનાં કિરણના પ્રભાવને હરનારૂં અને મોતીની માળાઓના સમૂહથી વધારે બનેલી શોભાવાળું આપનું છત્રત્રય શોભે છે તથા ત્રણ જગતના પરમેશ્વરપણાને પ્રખ્યાત કરે છે. (૩૧)

**કથા.**

આ ૩૦-૩૧ શ્લોકની આરાધનાથી યુદ્ધમાં વિજય પ્રાપ્ત થાય છે, તેની કથાઃ-સિંહપુર નામનું એક સુંદર શહેર હતું. તે નગરમાં 'નરપાળ' નામનો એક ગોવાળ રહેતો હતો. તે ઘણો ભલો, પ્રમાણિક અને સત્યપ્રિય હતો, પરન્તુ કોઇ પૂર્વના માઠા કર્મના ઉદયથી ઘણોજ નિર્ધન હતો. તેની પાસે કેટલીએક ગાયો હતી, તેનો નિર્વાહ પણ તેનાથી પૂરી રીતે થઇ શકતો ન હતો. છેવટે એક દિવસે તેણે વિચાર કર્યો કે- અહીં શહેરમાં રહેવાથી મ્હારૂં તેમજ ગાયોનું પોષણ થવાનું નથી તો વનમાં જઇને રહું તો ગાયોનું પોષણ સુખેથી થઇ શકશે અને મ્હારૂં પોષણ પણ ત્યાં થઇ રહેશે. આવો વિચાર કરી પોતાની ગાયોને લેઇ તે કોઇ વનમાં ઝુંપડી બાંધી રહેવા લાગ્યો અને ગાયોનું

તેમજ પોતાનું પોષણ કરવા લાગ્યો. એક દિવસે કોઇ પવિત્ર મુનિ વિહાર કરતા ત્યાં આવી ચડયા. ગોવાળે ઘણા ભક્તિ-ભાવથી મુનિની યથાયોગ્ય ભક્તિ કરી. ગોવાળની ભક્તિ તથા તેની દરિદ્રાવસ્થા જોઇ ચાલતી વખતે મુનિએ ગોવાળને ધર્મબોધ આપ્યો, સામાન્ય રીતે ધર્મનું સ્વરૂપ સમજાવ્યું અને 'ધર્મજ દરેક સુખને આપનાર, સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર અને બાહ્ય તેમજ આત્મિક શાંતિ આપનાર છે માટે ધર્મનું સેવન કરવું, વિગેરે બાબતનો મુનિએ ઉપદેશ આપ્યો તથા ભક્તામરના ૩૦-૩૧ શ્લોક આપ્યા અને ધર્મ કરવાની સાથે તેનો વિધિ-પૂર્વક જાપ-સ્મરણ કરવા કહ્યું. પછી મુનિ ત્યાંથી વિહાર કરી ગયા. પાછળથી ગોવાળ મુનિના કહ્યા પ્રમાણે નિરંતર બતાવેલ શ્લોકનો જાપ કરવા લાગ્યો. એમ કરતાં છ મહીના વીતી ગયા. એક દિવસે તે શ્રદ્ધાપૂર્વક પાઠ કરતો હતો, તેવામાં તેની ભક્તિને વશ થએલી અને શ્લોકના પ્રભાવથી ચક્રેશ્વરી દેવી આવી હાજર થઇ, અને ગોવાળને કહ્યું કે: " હું ત્હારી શ્રદ્ધા અને ભક્તિથી ત્હારાપર તુષ્યમાન થઈ છું, તો તને દ્રવ્ય સુખ જે જોઇએ તે માંગી લે." ગોવાળે પોતાની નિર્ધનાવસ્થા જાહેર કરી. જવાબમાં દેવીએ કહ્યું કે " આજથી નવમે દિવસે તું રાજા થશે અને દરેક પ્રકારની સમૃદ્ધિ પ્રાપ્ત કરીશ, પણ એટલું યાદ

રાખવું કે રાજવૈભવ મળ્યા પછી ધર્મને ભૂલી જઈશ નહિ. જે ધર્મના પ્રભાવથી તને આ સુખ મળે છે તે ધર્મને ભૂલી જવાથી બધી વાતની પાયમાલી થાય છે.” આટલું કહી દેવી અદૃશ્ય થઇ. ગોવાળ દેવીનાં વચનથી આનંદિત થયો અને વિચાર કર્યો કે હવે અહીં રહેવાની જરૂર નથી એમ ધારી તે પોતાને રહેવાને ગામ સિંહપુર આવ્યો. પ્રસંગ એવો બન્યો કે સિંહપુરનો રાજા એકાએક નિઃસંતાન મૃત્યુ પામ્યો હવે રાજ્ય કોને સોંપવું એ પ્રશ્ન ઊભો થયો, અને કેટલીએક ચર્ચા થયા પછી એવો નિશ્ચય થયો કે “આપણા મહારાજાની એક હાથણી છે તેની સુંઢમાં પવિત્ર જળથી ભરેલો એક સુવર્ણ કળશ આપવો અને તે કળશનું જળ જેનાપર હાથણી ઢોળે તેને રાજ્યાભિષેક કરી આપણો મહારાજા બનાવવો.” આ વાત સર્વાનુમતે કબૂલ થઇ અને હાથણીને શણગારી તેની સુંઢમાં સુવર્ણકળશ જળથી ભરી આપ્યો. હાથણી ચાલતી શહેર બહાર નીકળી તે વખતે ગોવાળ પોતાની ગાયોને ચરાવતો એક વૃક્ષ નીચે બેઠો છે. ત્યાં આવી હાથણીએ કળશ ગોવાળના ઉપર ઢોળ્યો અને તેજ વખતે પ્રધાન અને પ્રજાવર્ગે તેને પોતાના રાજા તરીકે કબૂલ કરી મોટી ધામધુમથી શહેરમાં લાવી રાજ્યાભિષેક કર્યો. દેવીનાં વચન પ્રમાણે તેમજ ભક્તામરના અપૂર્વ

પ્રભાવથી ગોવાળ ભૂપાળ થયો. ધીમે ધીમે તેનામાં બુદ્ધિ ચાતુર્ય અને રાજાને લાયક ગુણોની દિન પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. થોડા વખતમાં સિંહપુરના ભાયાત રાજાઓ અને ખંડીયા રાજાઓને મનમાં ઇર્ષ્યા થઇ કે આપણા ઉપરી તરીકે એક ગોવાળ રાજા થયો તે ઠીક નહિ, માટે આપણે તેને રાજ્ય-ભ્રષ્ટ કરવો જોઇએ. એમ ધારી દરેક રાજા એકઠા થઇ યુદ્ધ કરવા તૈયાર થયા. 'નરપાળ'ને તે જાણ થતાં તે પણ પોતાનું લશ્કર લેઇ સામે યુદ્ધ કરવા લાગ્યો. તે ભક્તામરના ૩૦-૩૧ શ્લોકનું નિરંતર આરાધન કરતો હતો અને યુદ્ધ કરતો હતો. છેવટે નરપાળ રાજાએ શત્રુપર વિજય મેળવ્યો. પ્રજાજનોએ પોતાના રાજાને વિજય પ્રાપ્ત કરી આવેલો જાણી સારો આવ-કાર આપ્યો.

જિનેશ્વર ભગવાનની સ્તુતિથી જ્યારે સ્વર્ગની પ્રાપ્તિ થાય, આઠ કર્મરૂપી મહાન્ શત્રુઓનો પરાજય થાય તો પછી સામાન્ય રાજ્ય વિભૂતિ મળે અને સામાન્ય શત્રુઓનો પરાજય થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

---

गम्भीरताररवपूरितदिग्विभाग-
स्त्रैलोक्यलोकशुभसंगमभूतिदक्षः ।
सद्धर्मराजजयघोषणघोषकः सन्
खे दुंदुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥३२॥

**અર્થ:**-ઉંચા અને ગંભીર શબ્દોથી દશે દિશાઓને પૂરિત કરનારાં, ત્રિલોકના લોકોના શુભ સમાગમની વિભૂતિને દેનારાં જે દુંદુભિ વાગે છે તે આપના ધર્મરાજ્યની જયઘોષણા પ્રકટ કરે છે અને આકાશમાં આપના યશને જ પ્રકટ કરી રહે છે. ( ૩૨ )

मंदारसुंदरनमेरुसुपारिजात-
संतानकादिकुसुमोत्करवृष्टिरुद्धा ।
गंधोदबिंदुशुभमंदमरुत्प्रपाता
दिव्या दिवः पतति ते वचसां ततिर्वा ॥३३॥

**અર્થ:**—સુગંધી જળનાં બિન્દુઓથી શુભ અને મંદ પવનથી મંદાર, સુંદર નમેરૂ, સારાં પારિજાત અને સંતાનકાદિ વૃક્ષોનાં પુષ્પોની જે શ્રેષ્ટ વૃષ્ટિ આકાશમાંથી પડે છે તે જાણે કે આપનાં વચનોની દિવ્ય પંક્તિ પ્રસરી રહેતી હોય નહિ ? (૩૩)

## કથા.

**અ**વન્તિ (માળવ) નામે દેશમાં વિદ્વાનોથી વસેલી ઉજ્જયિની નામની સુપ્રસિદ્ધ નગરી આવી રહેલી છે. ત્યાંનો મહીપાળ નામનો રાજા છે. તે રાજાને 'મદનસુંદરી' નામની રાણી છે. તે પૂર્વ જન્મનાં કોઈ પાપકર્મના યોગે બહેરી હતી, તેમજ શરીર ઘણું બેડોળ અને સદા દુર્ગંધ મારતું હતું. સૌન્દર્યનું તો નામ માત્ર પણ ન હતું. છતાં રાજાને તેનાપર મોહ હતો. રાજાએ રાણીને સુન્દર અને લાવણ્યમયી કરવાને માટે અનેકાનેક ઉપાયો કર્યા. ઔષધોપચાર, મંત્રોપચાર, યંત્રોપચાર, તંત્રોપચાર વિગેરે તેનાથી બન્યું તે સર્વ કરી ચૂક્યો, પણ સર્વ વાતે નિષ્ફળ નિવડ્યો એક દિવસે કોઈએ કહ્યું કે અહીં 'ધર્મસેન' નામના જૈન શાસ્ત્રવેત્તા રહે છે અને તે દરેક વિષયમાં નિપુણ છે; માટે આપ જો તેમની પાસે જાઓ અને તેમની સેવા કરો તો આપની ઇચ્છા જરૂર પૂર્ણ થશે. રાજાએ તે પ્રમાણે કરવા કબુલ કર્યું અને તુર્ત જ પોતાના અંગત માણસો લેઈ રાજાએ ધર્મસેનની પાસે આવી યથાવિધિ ભક્તિ સાચવી કહ્યું કે "મહાનુભાવ! જો રાણીને આરામ થશે તો આપ કહેશો તેમ કરીશ." આવી રીતે જ્યારે રાજાએ

પ્રાર્થનાની સાથે પોતાની મનોઇચ્છા જણાવી ત્યારે તેના જવાબમાં ધર્મસેને કહ્યું કે "તમારી વાત સાંભળી; પણ તેને માટે હું તમોને આવતી કાલે જવાબ આપીશ." આ સાંભળી રાજા તે દિવસે પોતાને મહેલે ગયો. પાછળથી રાત્રિના વખતે ધર્મસેને શાસનદેવીની આરાધના કરી, રાણી વ્યાધિમુક્ત થશે કે કેમ અને થશે તો કયા ઉપાયથી થશે, તે પુછ્યું. શાસનદેવીએ જવાબમાં જણાવ્યું કે–"રાણી ભક્તામરના ૩૨–૩૩ શ્લોકના પ્રભાવથી એકદમ વ્યાધિમુક્ત થશે માટે તમે તે પ્રયત્ન કરજો." એટલું કહી દેવી સ્વસ્થાનકે ગઇ. બીજે દિવસે રાજા ધર્મસેનની પાસે આવ્યો ત્યારે ધર્મસેને રાણીને પોતાની પાસે બોલાવી લાવવા રાજાને કહ્યું. રાજાએ તુર્તજ રાણીને બોલાવી. પછી ધર્મસેને ૩૨–૩૩ શ્લોક રાણીને ૧૦૮ વાર સંભળાવ્યા અને એક જળનો લોટો તેજ શ્લોકથી મંત્રવડે મંત્રી આપ્યો અને તે જળમાંથી અરધું પીવું અને અરધાનું શરીરપર વિલેપન કરવા કહ્યું. રાણીએ મહેલે જઇ તે પ્રમાણે કર્યું અને બે ઘડી પૂરી ન થઇ ત્યાં તો સર્વ વ્યાધિ દૂર થઇ. શરીર સુન્દર થયું. બધીરતા, દુર્ગંધ એકાએક નાશ પામી ગયાં. આવો અલૌકિક પ્રભાવ જોઇ રાજા રાણી અને સભાજન વિગેરેએ ધર્મસેનની બહુજ સ્તુતિ કરી. ધર્મસેને આ પ્રતાપ જૈન ધર્મનો અને

પ્રભુસ્તુતિનો છે એમ જણાવ્યું, જેથી રાજાએ, રાણીએ અને બીજા ઘણા જણે જૈન ધર્મ સ્વીકાર્યો.

---

शुंभत्प्रभावलयभूरिविभा विभोस्ते
लोकत्रयद्युतिमतां द्युतिमाक्षिपन्ती ।
प्रोद्यद्दिवाकरनिरंतरभूरिसंख्या
दीप्त्या जयत्यपि निशामपि सोमसौम्याम् ॥

**અર્થ:**—હે વિભુ! તમારા શોભાયમાન પ્રભામંડળની અતિશય પ્રભા, ત્રણ જગત્‌ના દ્યુતિમાન્ પદાર્થોની દ્યુતિનો તિરસ્કાર કરે છે અને અનેક પ્રકાશમાન્ સૂર્યોની સમાન તેજસ્વી હોવા છતાં પણ ચન્દ્રમા સમાન શીતળ પ્રભાવડે રાત્રિને જીતે છે. ( ૩૪ )

स्वर्गापवर्गगममार्गविमार्गणेष्टः
सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्याः ।
दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व-
भाषास्वभावपरिणामगुणैः प्रयोज्यः ॥ ३५ ॥

**અર્થ:**—સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બતાવવામાં ઇષ્ટ મિત્ર, સદ્ધર્મ અને વસ્તુનું સ્વરૂપ કહેવામાં ત્રણ લોકમાં એકજ ચતુર, અને નિર્મળ અર્થ અને સમસ્ત ભાષા-સ્વભાવ-પરિણામાદિ ગુણોથી યુક્ત આપની દિવ્ય ધ્વનિ થાય છે. (૩૫)

**કથા.**

હિન્દની પવિત્ર ભૂમિપર 'કાશી' નામનું સુપ્રસિદ્ધ શહેર છે. તે શહેર ધનવાનોથી અને વિદ્યાવાનોથી અલંકૃત છે. ત્યાંનો **ભીમસેન** નામનો રાજા છે. તે બુદ્ધિશાળી અને પ્રજાપ્રિય છે. એક વખતે તેના શરીરમાં દાહ જ્વર–બળતરીયો તાવ ઉત્પન્ન થયો અને તેથી તે મહાવેદના ભોગવવા લાગ્યો. ક્યાંય પણ ચેન પડે નહિ, તેથી તેને રાજ્ય વૈભવ કંટાળારૂપ થઇ પડયો. એક દિવસ કોઇ જૈન મુનિ ગામબહાર બગીચામાં પધાર્યા. ગામમાં ખબર પડવાથી અનેક લોકો દર્શનનો લાભ લેવા અને ધર્મબોધ શ્રવણ કરવા આવવા લાગ્યા. રાજાને પણ એ વાતની ખબર થવાથી પોતે પાલખીમાં બેસી મુનિનાં દર્શન માટે આવ્યો, અને મુનિએ ધર્મદેશના આપી. વ્યાખ્યાન પૂર્ણ થયા પછી આવેલા લોકો યથાસ્થાને ગયા પછી રાજાએ વિનયસહ પોતાની વ્યાધિની હકીકત જણાવી અને તેની શાંતિને માટે

ઉપાય પૂછ્યો. મુનિએ પોતાના જ્ઞાનથી ભવિષ્યમાં લાભ જાણ-વાથી વિચાર કરી જવાબ આપ્યો કે " રાજન્! પૂર્વનાં અશુભ કર્મના ઉદયથી વ્યાધિ ભોગવવી પડે છે, પણ જિનેશ્વર દેવની સ્તુતિ અને ભક્તિ કરવાથી વ્યાધિ દૂર થાય છે, માટે આવતી કાલથી સવાર બપોર અને સાંજ એમ ત્રિકાળ તમારે અહીં આવવું જેથી વ્યાધિ દૂર થશે." રાજા તે વાત કબુલ કરી તે દિવસે પોતાને મહેલે ગયો. બીજા દિવસથી નિયમિત રીતે રાજા ત્રણે વખત મુનિ પાસે આવવા લાગ્યો. મુનિએ ભક્તામરના ૩૪-૩૫ શ્લોકથી જળ મંત્રી રાજાપર છાંટવા માંડ્યું. એમ ત્રણ દિવસ સુધી કર્યું અને તે અપૂર્વ શક્તિમાન્ શ્લોકના પ્રભાવથી રાજાની દાહજ્વરની વ્યાધિ સર્વથા દૂર થઈ અને શરીરે પ્રથમના કરતાં વધારે સૌન્દર્યવાન્ બન્યો. રાજાને આથી ઘણો જ આનંદ થયો અને તેણે જૈન ધર્મ સ્વીકાર્યો. શાંતિથી રાજ્ય ચલાવતાં એક દિવસે સાંજના વખતે રાજા પોતાના મહેલની અગાશીમાં બેઠો છે, તેવામાં સંધ્યા ખુબ ખીલી નીકળી અને ઘણી જ સુન્દર દેખાવા લાગી અને થોડી વારમાં તે સૌન્દર્ય એકાએક નાશ પામી ગયું. આ જોઈ રાજાને સંસા-રની અસ્થિરતાનો ખ્યાલ આવ્યો, તેમજ આ દ્રવ્ય સુખો પણ આવાં જ અસ્થિર છે એમ જાણી સ્થિર સુખ પ્રાપ્ત કર-

વાની ઇચ્છા થઇ. બીજે જ દિવસે પુત્રને રાજ્યગાદી સોંપી, સર્વની અનુજ્ઞા મેળવી, દિક્ષા લેઇ, તપશ્ચર્યા કરી, આત્મિક શાંતિ પ્રાપ્ત કરી.

---

**उन्निद्रहेमनवपंकजपुंजकांती**
**पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ ।**
**पादौ पदानि तत्र यत्र जिनेन्द्र धत्तः**
**पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३६ ॥**

**અર્થ**—હે જિનેન્દ્ર! વિકાસ પામેલાં સુવર્ણના નવ કમળના સમૂહની કાંતિ સમાન ઝળહળતાં નખનાં કિરણોના પ્રકાશથી મનોહર તમારાં ચરણો જ્યાં જ્યાં પૃથ્વીપર પગલાં ભરે છે ત્યાં ત્યાં દેવતાઓ કમળની રચના કરે છે. (૩૬)

**કથા.**

પટના નામના શહેરમાં 'ધાત્રીવાહન' નામનો રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો નીતિજ્ઞ તેમજ પ્રજાપ્રિય હતો, અને પ્રજાનું પોતાના સંતાનની માફક રક્ષણ કરતો હતો. તેને રૂપવતી નામની પતિભક્તિપરાયણ રાણી હતી. તેને સંતાનમાં સાત પુત્રીઓ હતી અને તે પુત્રીઓનું લાલનપાલન બહુજ સારી

રીતે થતું હતું. રાણીને સાત પુત્રીઓ હોવા છતાં હજુ એક વધુ પુત્રીની ઇચ્છા થતી હતી, અને ભાગ્યયોગે તે ઇચ્છા પૂર્ણ થઈ. ઇચ્છાનુસાર પુત્રી મળવાથી આનંદ થયો. છેલ્લી કુંવરીનું નામ 'કામલતા' એવું રાખવામાં આવ્યું. જેમ જેમ સમય વ્યતીત થતો ગયો, તેમ તેમ કામલતાનું રૂપ લાવણ્ય દિનપ્રતિ દિન વધવા લાગ્યું. યોગ્ય ઉમરે પહોંચતાં તેણે રાજ્યકન્યાને યોગ્ય વિદ્યાભ્યાસ કરાવ્યો. એક દિવસ કામલતા રાજકુમારી પોતાની સખીઓ સાથે વિનોદ અર્થે બગીચામાં જતી હતી. રસ્તામાં કોઇ એક સુન્દર કારીગીરીવાળું દેવાલય આવ્યું. તે બહુ સુંદર હતું. કામલતા રાજકુમારીને પણ આ દેવાલય જોવાની ઇચ્છા થઈ અને સખી સાથે તે દેવાલય જોયા પછી દેવાલયના પાછલા ભાગમાં એક સુન્દર બગીચો હતો, તે જોવાને રાજકુમારી ગઇ. બગીચાના એક બાજુના પ્રદેશમાં શીલભૂષણ નામના દિગમ્બર મુનિ ધ્યાનગ્રસ્ત હતા, તેમને જોઇને રાજકુમારી તેમની નિન્દા કરવા લાગી. આવી સ્થિતિનો ઉપદેશ તીર્થંકર દેવે કર્યો છે માટે તીર્થંકર દેવની પણ તે નિન્દા કરવા લાગી. અનેક રીતની મશ્કરી કરી નિન્દા કરતી સખીઓ સાથે તે બગીચાની બહાર નિકળી. રાજકુમારીએ મુનિની અને જિનદેવની અયોગ્ય નિન્દા કરી તેનું ફળ તેને તેજ સમયે ઉદય આવ્યું.

રાજમહેલમાં પહોંચતાની સાથેજ તેને પેટની વ્યાધિ ઉત્પન્ન થઇ અને એટલી બધી અસહ્ય પીડા થઇ પડી કે જાણે પ્રત્યક્ષ નરક ગતિમાંજ પોતે હોય તેવું ભાન થવા લાગ્યું, રાજાએ પોતાથી બનતા અનેક પ્રકારના ઔષધોપચાર મંત્રોપચાર વિગેરે કર્યા છતાં એક પણ ઉપાય સાર્થક થયો નહિ, ત્યારે છેવટે રાજા બહુજ કંટાળી ગયો અને કુંવરીને પૂછવા લાગ્યો કે તેં એવું કાંઇ કાર્ય કર્યું છે કે જેના લીધે આ વ્યાધિ ઉત્પન્ન થઇ છે? રાજકુમારીએ તેનો કાંઇ ખુલાસો કર્યો નહિ. જ્યારે બહુ આગ્રહથી પૂછવામાં આવ્યું ત્યારે રાજકુમારીની દાસીએ કહ્યું કે " અન્ય કશું કર્યું નથી, પરન્તુ થોડા વખત પહેલાં અમો સર્વે બહાર ફરવા ગયાં હતાં ત્યાં એક સુન્દર દેવાલય જોવા ગયાં અને તેની પાછળના બગીચામાં એક જૈન સાધુ ધ્યાનમાં હતા તેની મશ્કરી કરી હતી અને તેજ વખતથી આ વ્યાધિ થઇ આવેલી છે. તે નિન્દાનું ફળ હોય કે અન્ય કાંઇ હોય તે હું કાંઇ જાણતી નથી."

રાજા તુર્તજ સમજી ગયો કે એ મુનિના ઉપહાસનુંજ આ દુષ્ટ ફળ ભોગવે છે અને જે મુનિની નિન્દા કરેલ છે તેની ક્ષમાપના માંગ્યા સિવાય આ વ્યાધિ દૂર થાય તેમ નથી. રાજા તુર્તજ રાજકુમારીને સાથે લેઇ જે સ્થળે મુનિ હતા ત્યાં

આવ્યો અને મુનિના ચરણકમળમાં મસ્તક નમાવી કહેવા લાગ્યો કે: "હે પ્રભુ! આ બાળકીનું આપ રક્ષણ કરો આ અજ્ઞાન બાળાએ સમજ્યા વિના ધર્મની અને આપની નિન્દા કરી આપના જેવા પવિત્ર સંતની પ્રવૃત્તિનું તેને જ્ઞાન નહિ હોવાથી તેણે મૂર્ખતા કરી છે, પણ તેને તેનાં કર્મનાં ફળ મળી ચૂક્યાં છે. હવે ફરી વાર તે કદી એવું નિન્દ્ય કામ કરશે નહિ, તો હે દયાળુ દેવ! કૃપા કરી આ વ્યાધિગ્રસ્ત પુત્રીપર દયા કરી વ્યાધિ મુક્ત કરશો તો મહદ્ ઉપકાર થશે." રાજાએ અનેક પ્રકારનાં દીન વચનથી પ્રાર્થના કરી ત્યારે જવાબમાં મુનિએ કહ્યું કે-"રાજન્! જેવાં જે કર્મ કરે છે તે તેવાં ફળ ભોગવે છે. કર્મ કોઇને છોડતું નથી. અજ્ઞાનથી થએલા કર્મના નાશ કરવા માટે ધર્મનું શરણ ગ્રહણ કરવું જોઇએ. ધર્મ એજ સર્વ પ્રકારની શાન્તિ આપનાર છે. એના વડે કરીનેજ આધિ, વ્યાધિ, ઉપાધિ દૂર થાય છે, માટે શાંતિ અને સુખને ઇચ્છનારાએ અવશ્યમેવ ધર્મનું સેવન કરવું જોઇએ." એમ કહી મુનિએ ધર્મબોધ આપ્યો. ધર્મોપદેશ શ્રવણ કરી રાજાને અને રાજકુમારીને સારી અસર થઇ એટલે એ બન્ને જણે અને તે સાથે બીજાઓએ જૈન ધર્મ ગ્રહણ કર્યો. ત્યારબાદ મુનિએ કામલતાનો વ્યાધિ દૂર કરવાને માટે उन्निद्रहेमनवपंकजपुंजकान्ती એ શ્લોકથી

મંત્રી પાણી આપ્યું અને દિવસમાં ત્રણ વખત ઉપરોક્ત શ્લોક ભણી તે જળપાન કરવાને કહ્યું. રાજા અને રાજકુમારી મુનિને વંદન કરી સ્વસ્થાનકે આવ્યાં. મુનિના કહેવા પ્રમાણે જળપાન શ્લોક સ્મરણ સાથે કરવાથી, એક દિવસમાં જ સર્વ વ્યાધિ દૂર થઈ અને શરીરમાં સંપૂર્ણ શાંતિ થઇ. પછી ફરી વાર કોઇ પણ વખતે મનથી પણ કોઇને દુઃખ દેવાની તેની વૃત્તિ થઈ નહિ.

---

**इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र**
**धर्मोपदेशनविधौ न तथा परस्य ।**
**यादृक्प्रभा दिनकृतः प्रहतांधकारा**
**तादृक्कुतो ग्रहग्रणस्य विकाशिनोऽपि ॥ ३७॥**

**અર્થ**—હે જિનેન્દ્ર! ઉપર્યુક્ત પ્રકારની વિભૂતિઓ ધર્મોપદેશ કરતી વખતે આપને જે પ્રકારે થઇ તેવી બીજા દેવોની થઈ નથી. અન્ધકારનો નાશ કરનારા સૂર્યની જેવી પ્રભા હોય છે તેવી પ્રભા પ્રકાશિત થએલા ગ્રહોના સમુદાયની પણ ક્યાંથી હોય? ( ૩૭ )

## કથા.

આ શ્લોકના મંત્રની આરાધનાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે: તેની કથા નીચે મુજબ:—

શ્રીપુર નામનું એક શહેર છે, તે નગરમાં જિનદાસ નામનો એક શ્રીમંત હતો. તેની પાસે ઘણું દ્રવ્ય હતું, તેથી તે સુખી હતો, પણ કર્મની ગતિ ન્યારી છે. જિનદાસ એકાએક નિર્ધન થયો. તેનું માન અને તેના પ્રત્યે સૌની લાગણી હતી તે નિર્ધનતાને લીધે એકાએક બદલાઈ ગયાં. એક દિવસે જિનદાસ ગામ બહાર કોઇ કાર્યપ્રસંગે નિકળ્યો હતો તેવામાં એક ન્હાના બગીચામાં એક વૃક્ષની નીચે "અભયચંદ્ર" નામના એક મુનિને ધ્યાનમાં ઊભા રહેલા તેણે જોયા. તે તેમની પાસે જઈ બહુ જ ભક્તિભાવથી શ્રદ્ધાપૂર્વક વંદન કરી બે હાથ જોડી સન્મુખ બેઠો. મુનિએ ધ્યાન પાળી જિનદાસને માયાળુ વાણીથી ધર્મબોધ આપ્યો અને ધર્મનું શુદ્ધ સ્વરૂપ સમજાવ્યું. તેમાં ગૃહસ્થ ધર્મનું તત્ત્વ ઘણી જ સારી રીતે સમજાવ્યું. મુનિના બોધની અસર સારી થઇ અને જિનદાસે પોતાની શક્તિ અનુસાર વ્રત નિયમો આદર્યાં. ત્યારપછી જિનદાસ વિનયથી અભયચંદ્ર મુનિને કહેવા લાગ્યો કે- " મહારાજ!

મ્હારા પર કર્મનો જબરો કોપ થયો છે. કોઈ પૂર્વનાં દુષ્ટ કર્મો એવાં ઉદય આવ્યાં છે કે મ્હારી દિન પ્રતિદિન સ્થિતિ વધારે ને વધારે ખરાબ થતી જાય છે. પ્રથમ હું એક દ્રવ્યવાન્ ગૃહસ્થ હતો, પણ પાપકર્મના ઉદયથી આવી કંગાલ હાલતમાં આવી ગયો છું. જો આપની આ રંકપર દયા થાય અને કોઈ ઉપાય બતાવો તો દરિદ્રતારૂપી ડાકિની મ્હારો પીછો છોડે." અભયચંદ્ર મુનિ બોલ્યા કે:-"ભાઇ! કોઇ કોઇને ધન આપી શકતું નથી પણ માત્ર મનુષ્ય જેવાં જેવાં કર્મ કરે છે તેવાં સારાં માઠાં ફળ તેને ભોગવવાં પડે છે. તમે પૂર્વ જન્મમાં અથવાતો આ જન્મમાં કોઇ પાપ કર્મ કર્યું હશે તેનાં ફળ તરીકે અત્યારે આ સ્થિતિ ભોગવવી પડે છે. પુણ્ય કર્મથી પાપ-કર્મનો નાશ થાય છે એટલા માટે તમે પણ જિનેશ્વર ભગ-વાનની ભક્તિ કરો, અશુભ કલ્પના-વિચારોને દૂર કરો અને સદ્વર્તનમાં આગળ વધો. એ પ્રમાણે સત્કાર્ય કરવાથી અશુભ કર્મો દૂર થશે અને શાંતિ થશે. વળી તમને એક મહાન્ પ્રાભાવિક મંત્ર આપું છું તેનો જાપ કરવાથી મનોઇચ્છા પૂર્ણ થશે." એટલું કહી મુનિએ 'इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र' એ શ્લોક મંત્ર-વિધિ સાધના સાથે શીખવ્યો. આથી જિનદાસ બહુ જ ખુશ થયો. મુનિનો ઉપકાર માની તે સ્વસ્થાનકે ગયો

અને મુનિએ કહ્યા પ્રમાણે નિરંતર જાપ કરવા લાગ્યો. એક દિવસે મંત્રના પ્રભાવથી એક દેવી તુષ્યમાન થઈ અને કહ્યું કેઃ-"ત્હારી પ્રભુભક્તિથી હું ત્હારાપર તુષ્યમાન થઈ છું અને તને આ એક રત્ન આપું છું જેના પ્રભાવથી કોઈ પણ શત્રુ હશે તો તેનો નાશ થશે અને ધનની પ્રાપ્તિ થશે." એમ કહી દેવીએ રત્ન આપ્યું. એક દિવસ જિનદાસ બહારગામ જતો હતો તેવામાં રસ્તામાં તેને ચોર લોકો મળ્યા. જિનદાસે રત્નના પ્રભાવથી તે ચોરોને પોતાને કબજે કર્યા અને તેઓને પકડી લેઈ રાજા આગળ રજુ કર્યા. રાજાએ ચોરોને પકડવા માટે પ્રથમ કાંઇ પ્રયાસ કરેલો પણ તેથી તેઓ પકડાએલા નહિ અને આ જિનદાસ પકડી લાવ્યો તે જોઇને તેના પ્રત્યે લાગણી ઉત્પન્ન થઇ અને આવો માણસ આપણા રાજ્યમાં હોય તો ઘણું સારૂં કામ કરે એમ ધારી તેને મોટો અધિકારી બનાવ્યો. જિનદાસે અધિકાર પ્રાપ્ત કર્યા પછી ઘણું દ્રવ્ય ગેળવ્યું અને અધિકારીઓમાં મુખ્ય તેમજ પ્રજાવર્ગમાં પણ આગેવાન ગણાંવા લાગ્યો. જિનદાસની સ્થિતિ સુધર્યા પછી તેણે પોતાને મળેલા દ્રવ્યનો ઉપયોગ જુદાં જુદાં સત્કાર્યોમાં કર્યો.

---

श्च्योतन्मदाविलविलोलकपोलमूल-
मत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ।
ऐरावताभमिभमुद्धतमापतन्तं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३८ ॥

**અર્થ**—ઝરતા મદથી વિલિપ્ત, ચંચળ ગંડસ્થળથી મદોન્મત્ત, તથા અહિં તહિં ભ્રમતા ભ્રમરાઓના શબ્દે કરીને વધ્યો છે જેનો ક્રોધ તેવા ઐરાવત જેવા સામે આવતા હાથીને દેખીને પણ તમારા આશ્રિત જનો ભય પામતા નથી. (૩૮)

**કથા.**

પટણા નામનું એક સુન્દર શહેર છે, અને ત્યાંના રાજાને 'સોમરાજ' નામનો કુમાર છે. તેનાં પૂર્વનાં કોઇ અશુભ કર્મના ઉદયથી તેના હાથમાંથી રાજ્યસત્તા ચાલી ગઈ અને સ્વજન પરિવાર વગેરેનો નાશ થયો, એથી કરી તે દરિદ્ર અવસ્થાથી દુઃખી થવા લાગ્યો. કોઇ એક દિવસે 'સોમરાજ' નગર બહાર કાંઈ કાર્યપ્રસંગે ગયો હતો. ત્યાં તેને કોઈ 'વર્ધમાન' નામના મુનિનાં દર્શન થયાં. મુનિરાજે તેને વિધિપૂર્વક અને મંત્રની સાથે ભક્તામરની આરાધના કરતાં

શીખવ્યું. **સોમરાજ** શ્રદ્ધા-ભક્તિપૂર્વક તેનું આરાધન કરવા લાગ્યો. એક દિવસે સોમરાજને વિચાર થયો કે આવી ગરીબ સ્થિતિમાં અહીં રહેવું તે ઠીક નહિ. સ્વજન કુટુંબમાં દરિદ્રાવસ્થામાં રહેવા કરતાં મરવું તે સારૂં છે, માટે અન્ય દેશમાં જવું. આવા વિચારથી તે દેશ છોડી પરદેશ જવાને રવાના થયો. અનેક ઠેકાણે દેશ-વિદેશ ફરતાં તે 'હસ્તિનાપુર' આવી પહોંચ્યો. તે વખતે પ્રસંગ એવો બન્યો હતો કે હસ્તિનાપુરના રાજાનો મુખ્ય હાથી સાંકળ તોડાવી નાઠો અને મદોન્મત્તપણાથી લોકોને મારવા, કોઇ સાધારણ ઘરો તોડી પાડવા, એવા અનેક ઉપદ્રવ કરવા લાગ્યો. એથી ગામના લોકોને ભય ઉત્પન્ન થયો. દરેક બાજુએ ભાગ નાશ થવા લાગી અને કોલાહલ મચી રહ્યો. આ વાતની રાજાને ખબર થઈ અને તુર્ત જ માણસોને હરકોઇ જોખમે તે હાથીને પકડવા હુકમ ફરમાવ્યો. મોટા મોટા યોદ્ધાઓ તે હાથીને કબજે કરવા દોડયા અને અનેક પ્રયત્નો કર્યા પણ કોઈ રીતે તે હાથી કબજે થયો નહિ. રાજાનો એવો હુકમ હતો કે હાથીને મારી નાંખવો નહિ. આમ હોવાથી તેને જીવતો પકડવા દરેક પ્રયત્ન વ્યર્થ ગયા, અને ગામમાં ત્રાસ વધવા લાગ્યો. ત્યારે રાજાએ ગામમાં ઢંઢેરો ફેરવ્યો કે જે કોઈ હાથીને પકડી કબજે કરશે તેને મ્હારા રાજ્યનો ચોથો

બાગ બક્ષીસ કરીશ, એટલું જ નહિ પણ 'ગુણવતી' નામની મ્હારી પુત્રી તેને પરણાવીશ. એ જ વખતે 'સોમરાજ' તે નગરમાં આવી પહોંચ્યો અને ઢંઢેરો સાંભળ્યો. હાથીને વશ કરવાથી અનેક જાતના લાભ થશે એમ ધારીને "श्च्योतन्मदाविलविलोलकपोलमूल" એ શ્લોકનું સ્મરણ કરતો તેનું ધ્યાન-જાપ કરતો એકદમ મદોન્મત્ત હસ્તીની પાસે જઈ પહોંચ્યો અને સહજ વારમાં ઉપરોક્ત શ્લોકના પ્રભાવથી તે હસ્તીને પોતાને કબજે કર્યો. એનું આવું પરાક્રમ જોઈ લોકો બહુ જ ખુશ થયા. સોમરાજે હાથીને પકડી રાજાની સન્મુખ રજુ કર્યો. આ જોઈ રાજા પોતાની પ્રજાને શાંતિ આપનાર અને ભયથી મુક્ત કરનારને જોઈ બહુ જ ખુશ તો થયો, પણ સોમરાજની વાતચીત ઉપરથી તે પરદેશી અને અજાત કુળનો છે એમ જણાયું અને તેથી રાજા વિચારવા લાગ્યો કે "જેના કુળની, જ્ઞાતિની, કે આચારની ખબર નથી તેવા અજાણ્યાને મ્હારી પુત્રી હું કેવી રીતે આપું? અને આપું તે યોગ્ય નહિ, માટે એને ઇનામમાં સારૂં દ્રવ્ય આપી સંતોષ પમાડી વિદાય કરૂં." આવી રીતે એક તરફ રાજા વિચાર કરે છે, ત્યારે બીજી બાજુ રાજપુત્રી પોતાના મહેલના ઝરૂખામાંથી સોમરાજને જોઇને તેના પર મોહથી આસક્ત થઇ રહી હતી, કારણકે સોમરાજનું

સૌન્દર્ય કામદેવથી પણ અધિક હતું. જ્યારથી કુંવરીએ સોમરાજને જોયો ત્યારથી તેની માનસિક સ્થિતિ બગડી અને માનસિક તેમજ શારીરિક સ્થિતિ અવ્યવસ્થિત થઈ ગઈ. અમુક વખતે સોમરાજને ઇનામ આપવામાં આવશે એમ કહી રાજાએ થોડા વખતને માટે સોમરાજને ત્યાંથી વિદાય કર્યો, પણ રાજકુંવરીના હૃદયમાંથી તે દૂર થયો નહિ. રાજકુંવરીએ ખાવા-પીવાનું છોડી દીધું. હાસ્યવિનોદ વસ્ત્ર આભૂષણ વિગેરે આનંદનાં સાધનો તેને દુઃખ ઉત્પન્ન કરવા લાગ્યાં. આ સ્થિતિ રાજાના જાણવામાં આવી અને રાજાએ અનુમાન કર્યું કે તેને કોઇ શારીરિક વ્યાધિ લાગુ પડયો હશે. એમ ધારીને અનેક સારા સારા વૈદ્યો-હકીમોને બોલાવી ઉપચારો કરાવ્યા. અનેક ઉપચારો કરવા છતાં જ્યારે કાંઈ પણ ઇચ્છિત પરિણામ ન આવ્યું ત્યારે રાજા ઘણો જ ઉદાસ થયો અને હરકોઇ ઉપાયે પુત્રીને શાંતિ થાય તેમ કરવા નિશ્ચય કર્યો અને તેથી તેણે નગરમાં ઢંઢેરો ફેરવ્યો કે "જે કોઈ રાજપુત્રીને વ્યાધિમુક્ત કરશે તેને રાજ્યનો ચતુર્થાંશ ભાગ અને એજ પુત્રી તેને અર્પણ કરીશ." ઢંઢેરો સાંભળી સોમરાજ રાજમહેલમાં આવી પહોંચ્યો અને કુંવરીની નજરે આવ્યો. સોમરાજે કુંવરીના ચિત્તની પરવશ સ્થિતિ સમજી બાહ્ય દેખાવની ખાતર એક યંત્ર કરી તેને

આપ્યો અને અડદના દાણા લેઇ મંત્રવાનો દેખાવ કરી તેના ઉપર છાંટયા એટલે જેમ કોઇને સર્પ કરડયો હોય ને મંત્ર-પ્રભાવથી એકાએક વિષમુક્ત થઇ બેઠો થાય છે, તેમ રાજપુત્રી પણ એકાએક સ્વસ્થ બની ગઇ. આ બનાવ જોઇ રાજાને બહુ જ આનંદ તથા સંતોષ થયો અને તે જ વખતે પોતાના રાજ્યનો ચતુર્થાંશ ભાગ આપ્યો અને ગુણવતીને તેની વેરે પર-ણાવી દીધી.. એક વખતની સોમરાજની દરિદ્રાવસ્થા કયાં? દેશ વિદેશમાં રખડવું કયાં? અને ધર્મપ્રભાવ તથા ભક્તામરના અલૌકિક પ્રભાવથી રાજ્યસંપત્તિ મળવી કયાં? સોમરાજને કેટલાએક સમય પછી તેના વડીલનું રાજ્ય મળ્યું અને એ મોટા રાજ્યને મેળવી તે સુખી થયો. તેને મુનિએ આપેલ આગળનો ઉપદેશ યાદ આવ્યો અને તે ઉપદેશાનુસાર પ્રજાનું પ્રેમપૂર્વક પાલન કરવા લાગ્યો.

---

**भिन्नेभकुंभगलदुज्ज्वलशोणिताक्त-**
**मुक्ताफलप्रकरभूषितभूमिभागः ।**
**बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि**
**नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥३९॥**

**અર્થ**—હાથીઓના ભેદેલા કુંભસ્થળથી પડતાં શ્વેત અને લોહીથી લિપ્ત થએલાં મોતીના સમૂહથી વિભૂષિત કરી છે પૃથ્વી જેણે તેવા અને જેણે મારવાનો સંકલ્પ કર્યો છે તેવા સિંહની ફાળમાં આવી પડેલા જનો આપના ચરણયુગલરૂપ પર્વતના આશ્રયથી મરતા નથી. (૩૯)

## કથા.

શ્રીપુર નામનું એક સમૃદ્ધિથી ભરપૂર શહેર હતું. તેમાં 'દેવરાજ' નામનો એક શેઠ રહેતો હતો. તેને પંડિત શિરોમણિ વીરચંદ્ર નામના ગુરૂએ મંત્ર-યંત્ર-વિધિ-સાધના સહ 'ભક્તામર' શીખવ્યું હતું. શેઠ તેનું અધ્યયન શ્રદ્ધાપૂર્વક કરતા હતા. એક દિવસે વ્યાપાર અર્થે બીજા કેટલાએક વ્યાપારીઓની સાથે શેઠ સંકેતપુર નગર તરફ જવાને નીકળ્યા. રસ્તે ચાલતાં કોઈ જંગલમાં આવી ચડ્યા અને તે જંગલને સામે છેડે પહોંચાય તે પહેલાં તો સૂર્ય અસ્ત થયો. તે વન ઘણું જ ભયંકર હતું. તેમાં સિંહ, વાઘ, વરૂ, ચિત્તા વિગેરે અનેક ઘાતકી જીવો વસતા હતા. આવી સ્થિતિમાં આવી પડવાથી દેવરાજના સાથીઓ તો ગભરાઈ ગયા. તેમાં વળી એક વિપત્તિનો વધારો થયો. તમામ લોકો ચિંતાગ્રસ્ત સ્થિતિમાં છે તેવામાં એક

ભયંકર સિંહ ગર્જના કરતો આવી પહોંચ્યો. તે સિંહ મદોન્મત્ત હાથીના કુંભસ્થળને વિદારી તેના લોહીમાં જાણે સ્નાન કરી આવતો હોય તેમ જણાતું હતું. આવા ભયંકર સિંહને જોઈ દેવરાજના સાથીઓ ભયથી અધમરેલી સ્થિતિમાં આવી ગયા. તે સર્વેએ દેવરાજની પાછળ રહી દેવરાજને આગળ કર્યો અને સિંહની સન્મુખ તેને ધર્યો. પોતાની સન્મુખ કાળ આવ્યો જાણી તેને જરા વિચાર તો થયો પણ તુર્ત જ પોતાના ગુરૂએ શીખવેલો મંત્ર અને વિપત્તિને વખતે આરાધના કરવાની રીત યાદ આવી અને તે જ વખતે તેણે "भिन्नेभकुंभ" એ શ્લોકનું મંત્રસહ આરાધન કરવું શરૂ કર્યું. તત્કાળ તે વિકરાળ સિંહ એક નહાના શીયાળવાની માફક શાન્ત બન્યો અને જેમ યોગીરાજ પ્રચંડ કામને પોતાને વશ કરે છે તેવીજ રીતે તેણે સિંહને વશ કર્યો. સિંહ મસ્તક ઝુકાવી જાણે નમસ્કાર કરતો હોય તેમ શાન્તપણે ઊભો રહ્યો. આ વખતે દેવરાજે સિંહના મસ્તકપર હાથ મૂકી સપ્રેમ દૃષ્ટિએ કહ્યું કે: "ભવ્ય! તને જીવહિંસા કરતાં ઘણો સમય વીતી ગયો તો હવે પોતાના કલ્યાણને માટે આ અઘોર પાપકર્મને છોડી, દયા ધારણ કર. જો, હિંસાનાં ફળ બહુ જ અનિષ્ટ છે, માટે તને જો દુઃખોનો ભય ઉત્પન્ન થતો હોય તો આ પાપકર્મને છોડી સુખી થા, અને સમ્યગ્દર્શન

આદર, જેથી તને શાન્તિ અને સુખ મળશે." દેવરાજે શુદ્ધ હૃદયથી આપેલ ઉપદેશની અસર સિંહના ઉપર સારી થઇ અને તે જ વખતથી તેણે હિંસાનો સર્વથા ત્યાગ કર્યો તથા દયાધર્મ સ્વીકાર્યો. ત્યારબાદ એ વનથી સર્વ જણ નીકળી સંકેતપુર પહોંચ્યા. ત્યાં ઘણું ધન એકઠું કરી આનંદથી તેઓ પોતાને શહેર આવી પહોંચ્યા. જતી વખતે તે વનમાં બનેલા બનાવની ગામમાં ખબર પડતાં શ્રીપુર શહેરમાં દેવરાજનું બહુ જ માન વધ્યું. શેઠ શાહુકારમાં તે અગ્રેસર ગણાવા લાગ્યો. રાજસભામાં પણ તેનો સારો સત્કાર થવા લાગ્યો. દેવરાજે પોતાના મેળવેલા દ્રવ્યથી શહેરમાં અનેક પારમાર્થિક સંસ્થાઓ ખોલી અને તે શાંતિમય જીવન ગુજારવા લાગ્યો.

---

**कल्पान्तकालपवनोद्धतवह्निकल्पं**
**दावानलं ज्वलितमुज्ज्वलमुत्स्फुलिङ्गम् ।**
**विश्वं जिघत्सुमिव संमुखमापतंतं**
**त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ४० ॥**

**અર્થઃ**—પ્રલયકાળના પવનથી, જોરથી ઉંચા તણખા ઉડી રહ્યા છે તેવો, અને જગતને ગળી જાય તેવી ઇચ્છાવાળો

દાવાનળ સન્મુખ આવતાં તમારા નામ-કીર્તનરૂપ જળ તેને સંપૂર્ણ રીતે શમાવે છે. (૪૦)

## કથા.

પૂર્વ દિશામાં 'પૈઠાણપુર' નામનું એક સુન્દર શહેર હતું. તે શહેરમાં લક્ષ્મીધર નામનો એક વ્યાપારી વસતો હતો. તે ઘણો જ ધનવાન હતો. તેને ધર્મપર બહુ જ શ્રદ્ધા હતી તેથી તે સદા ભક્તામર સ્તોત્રનો પાઠ કર્યા કરતો હતો. એક દિવસે ધન મેળવવાની ઇચ્છાથી ઉંટ અને પોઠીયા ઉપર માલ ભરી વ્યાપાર માટે કેટલાએક સાથીઓને લઇ તે વિદેશ ભણી ચાલતો થયો. લક્ષ્મીધર અને તેના સંગાથીઓ ચાલતાં ચાલતાં એક ઘણા ધીચ જંગલમાં આવી ચડયા. સાર્થવાહ ચાલતાં જંગલની મધ્યમાં આવ્યો ને એકાએક પ્રચંડ પવન વાવા લાગ્યો અને તે એટલેસુધી વધી ગયો કે ત્યાં કેવી રીતે રહેવું તે વિચાર થઇ પડયો. વનમાં રહેલાં વૃક્ષો અને વાંસનાં ઝુંડો પરસ્પર અથડાવાથી તેના ઘર્ષણમાંથી અગ્નિ ઉત્પન્ન થયો અને દરેક દિશાએ પ્રચંડ જ્વાળાઓ નીકળવા લાગી. આથી સાર્થવાહ ગભરાવા લાગ્યો. તે સર્વેએ મળી પોતાના રક્ષણને માટે અનેક પ્રયત્ન કર્યા, પરન્તુ એક પણ ઉપાય ફળીભૂત થયો નહિ અને

જીવવાની આશા સર્વથા છોડી દીધી. એવામાં આકસ્મિક રીતે લક્ષ્મીધરને ભક્તામરનો શ્લોક અને તેના મંત્ર યાદ આવ્યા અને તેથી તેના હૃદયમાં આશાનો અંકુર જન્મ્યો. જરા પણ વિલંબ કર્યા વિના તે 'कल्पान्तकालपवनो' એ શ્લોકનું મંત્રસહ શ્રદ્ધાપૂર્વક દૃઢતાથી સ્મરણ કરવા લાગ્યો. મંત્ર અને શ્લોકના અપૂર્વ પ્રભાવથી શાસનરક્ષક દેવી એક યુવતીના સ્વરૂપમાં આવી હાજર થઈ અને લક્ષ્મીધરને એક જળથી ભરેલો લોટો આપીને સ્વસ્થાનકે ચાલી ગઈ. તે દેવીએ આપેલું જળ લેઈને શ્લોકના ઉચ્ચાર સાથે અગ્નિની જ્વાળાપર છંટકાવ કર્યો કે જોતજોતાંમાં અગ્નિ હોલાઇ ગયો. જેમ તીર્થંકર પ્રભુના વચનામૃતથી સંસારના પ્રબળ સંતાપ દૂર થાય છે તેમ આ અગ્નિનો સંતાપ દૂર થયો. ત્યારપછી તે લક્ષ્મીધર અને સંગાથીઓ શાંતિથી તેના સ્થળે પહોંચ્યા.

---

रक्तेक्षणं समदकोकिलकंठनीलं
क्रोधोद्धतं फणिनमुत्फणमापतंतम् ।
आक्रामति क्रमयुगेन निरस्तशंक-
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥४१॥

**અર્થ**—જે પુરૂષના હૃદયમાં તમારા નામરૂપી નાગદમની ઔષધિ ભરેલી છે, તે પુરૂષ શંકા (ભય) રહિત થઇને, લાલ નેત્રોવાળા, મદોન્મત્ત કોકિલ પક્ષીના કંઠ જેવા કાળા, ક્રોધે કરીને ઉદ્ધત થએલા, ઉંચી ફણાવાળા અને ઉતાવળા સામે આવતા સર્પને પોતાના ચરણ યુગલે કરીને ઉલ્લંઘે છે.

**કથા.**

'**નર્મદાપુર**' નામના નગરમાં **મહેન્દ્ર** નામનો એક શેઠ રહેતો હતો. તેને એક 'દઢવતા' નામની પુત્રી હતી. તે સુંદર અને સુશીલ હતી. જૈન ધર્મપર તેને અત્યંત શ્રદ્ધા હતી અને તેણે શ્રાવકનાં વ્રત પણ ગ્રહણ કર્યાં હતાં. દશપુર નામનું બીજું એક શહેર હતું તેમાં 'કર્મચંદ્ર' નામનો એક શાહુકાર રહેતો હતો. તેની પાસે ઘણું દ્રવ્ય હતું અને તેની પ્રતિષ્ઠા પણ સારી હતી, પરન્તુ તે શિવભક્ત હતો. દઢવ્રતાના પિતાએ કર્મચંદ્ર શાહુકાર સાથે દઢવતાનાં લગ્ન કર્યાં. નવવધૂ દઢવ્રતા પોતાને સાસરે આવી અને પતિભક્તિની સાથે સ્વધર્મને વળગી રહી ઉપવાસ, સામાયક, વ્રત, નિયમો, જૈનશાસ્ત્રનું વાચન, મનન વિગેરે ધાર્મિક ક્રિયાઓ કરવા લાગી. આવી રીતે કર્મચંદ્રનાં કુટુંબીઓ દઢવતાને પોતાના ધર્મથી વિરૂદ્ધ ક્રિયા કરતી જોઇ તેના પર દ્વેષ કરવા લાગ્યાં, તથા તેનો વાત વાતમાં તિરસ્કાર—

અપમાન કરવા લાગ્યાં, તેમજ તેની સન્મુખ જૈન ધર્મની નિન્દા કરી જેમ બને તેમ વધારે કષ્ટ આપવા લાગ્યાં. છતાં ધર્મના ખરા સ્વરૂપને સમજેલી દૃઢવ્રતા બધુંએ શાન્તપણે સહન કરતી હતી. દૃઢવ્રતાનાં સાસુ-સસરા વિગેરેએ પોતાનાથી બનતું દરેક દુઃખ દૃઢવ્રતાને આપ્યું તોપણ તેથી તેઓને સંતોષ ન વળ્યો, એટલે કર્મચંદ્રને બીજી સ્ત્રી પરણાવી દીધી. તે નવી સ્ત્રી શૈવધર્મી હતી, અને વળી ચાલાક હતી એટલે કર્મચંદ્રની તેના પર કાંઇક વધારે પ્રીતિ થઇ, પરન્તુ દૃઢવ્રતાને તો બળતામાં ઘી હોમાયા જેવું થયું. તે દૃઢવ્રતાના કાંઈ ને કાંઇ દોષ કાઢી કર્મચંદ્રની તેના પ્રત્યેની પ્રીતિ દિનપ્રતિદિન ઘટાડવા લાગી. એક દિવસે તો એટલેસુધી નવી સ્ત્રી કર્મચંદ્રને કહેવા લાગી કે-"સ્વામિન્! દૃઢવ્રતા પાપિણી અને અભિમાની છે. જુઓ તો ખરા, તે આપણા ગુરૂની બહુજ નિન્દા કરે છે, ત્યારે પોતે નગ્ન દેવ અને નગ્ન ગુરૂની ભક્તિ કરે છે. આવી સ્ત્રી આપણા ચંદ્ર સમાન ઉજ્જ્વલ કુળમાં એક કલંક સમાન છે. આપ એને કાંઈ કહેતા નથી તેથી તે વધારે અભિમાનિની થતી જાય છે. હું તો આવી વર્તણુક એક ઘડી પણ સહન કરી શકું નહિ પણ શું કરૂં? તમારે લીધે ગુરૂદેવ વિગેરેની નિન્દા સહન કરવી પડે છે."

આવી રીતની અનેક પ્રકારની યુક્તિવાળી વાતો કરી કર્મચંદ્રનો દઢવ્રતા પરનો સ્નેહ તદ્દન ઉતારી નાંખ્યો, એટલું જ નહિ પણ દ્વેષની વૃદ્ધિ કરી અને કર્મચંદ્ર કોઇ પણ ઉપાયથી દઢવ્રતાનો નાશ કરવાનો વિચાર કરી તેનો ઉપાય શોધવા લાગ્યો. છેવટે એક દિવસે એક ગારૂડીને બોલાવી તેને કેટલુંક ધન આપી કર્મચંદ્રે કહ્યું કે "ઘણો જ ઝેરી સર્પ લાવી મને એ આપી જજે, મને તેની બહુ જ જરૂર છે." ગારૂડીએ તેના કહ્યા પ્રમાણે કોઇ ઝેરી સર્પ લેઈ આવી કર્મચંદ્રને આપ્યો. કર્મચંદ્રે તે સર્પને લેઇ એક ઘડામાં પૂરી પોતાના શયનગૃહમાં મૂકયો. રાત્રિના સમયે કર્મચંદ્રે બન્ને સ્ત્રીઓ સાથે (નવી સાથે શુદ્ધ વિચારથી અને દઢવ્રતાની સાથે કપટથી) આનંદ વિનોદ કરીને જ્યારે સૂવાનો વખત થયો ત્યારે દઢવ્રતાને કહ્યું કે "પ્રિયા! હું એક વાત તો તદ્દન ભૂલી ગયો, તે એ કે આજ હું ત્હારા વાસ્તે એક ઘણીજ સુન્દર ફુલની માળા લાવ્યો છું." દઢવ્રતા પોતાની શોકયની ઇર્ષ્યા અને સર્પ મંગાવી ઘડામાં પૂર્યો હતો તે દરેક હકીકત જાણતી હતી, છતાં તે સર્વ ભાવને દબાવી ઘણા જ ઉમંગથી કર્મચંદ્ર પ્રત્યે બોલી કે: "પ્રાણનાથ! તે માળા કયાં રાખી છે? હું હમણાં જ તેને લાવી પહેરૂં, મારા જેવી હતભાગિનીના ઉપર આજ આપની કૃપા થઇ છે તેથી મને

બહુ જ સંતોષ અને આનંદ થયો છે." કર્મચંદ્રે હાથની નિશાની કરી જે ઘડામાં સર્પ પૂર્યો હતો તે બતાવ્યો અને તેમાં પુષ્પ-માળા છે એમ કહ્યું. દૃઢવ્રતા रक्तेक्षणं समदकोकिल એ શ્લોકનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરતી જલદીથી જે ઘડામાં સર્પ પૂર્યો હતો તે ઘડા નજીક જઇ, ઘડાને ખુલ્લો કરી તેમાંથી માળા કાઢી અને ઘણા જ આનંદથી હસતી હસતી પોતે સ્વામી પાસે આવી. સર્પને બદલે પુષ્પમાળા જોઇ બન્ને ધૂર્ત્ત સ્ત્રીપુરૂષના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કર્મચંદ્ર પોતાનો કપટભાવ છુપાવી બોલ્યો કે: "પ્રિયે! કહો કેવી સુન્દર માળા છે? અને હવે તમે ગળામાં પહેરી જુઓ કે તમને તે કેવી શોભે છે?" દૃઢવ્રતાએ હાસ્ય અને આંતર ભાવ છુપાવી એકદમ પોતે માળા પહેરી લીધી. થોડી વાર પહેરી રાખી પછી ગળામાંથી કાઢી પોતાના ભદ્રિક સ્વભાવને લીધે બોલી: "જીવનસર્વસ્વ! આપ પોતે પણ પહેરી જુઓ, આપના સુન્દર ગળામાં તો મ્હારાથી અતિ ઘણી શોભા આપશે." એટલું કહી દૃઢવ્રતા પોતાના પતિના ગળામાં તે માળા પહેરાવવા જાય છે, ત્યાં એકાએક કોઇ સ્વર્ગીય સુન્દરી આકસ્મિક રીતે આવી અને તેણે દૃઢવ્રતાનો હાથ પકડી લીધો. તે સુંદરી કર્મચંદ્ર અને તેની નવી સ્ત્રી પ્રત્યે બોલી કે: "પાપી જનો! આ સુશીલ અને સરલહૃદયા ધર્મનિષ્ઠ સ્ત્રીપર તમે

શામાટે અત્યાચાર કરો છો? **એટલુંએ** શું તમે જાણતાં ન હતાં કે તમોએ મંગાવેલ સર્પ અને તેવડે કરીને તમોએ દઢવ્રતાનો લેવા ધારેલ જીવ-એ વાત કોઇથી છાની નથી? તમે જાણતાં નથી કે તે દઢવ્રતાની પાસે એક અમૂલ્ય વસ્તુ છે કે જેથી તમે એને હેરાન કરી શકોજ નહિ; પરન્તુ તમને સ્હામું દુઃખ ભોગવવું પડશે. હું અત્યારે તમારાપર દયા કરૂં છું તે તમારા પોતાના વાસ્તે નહિ પણ દઢવ્રતા કે જે તદ્દન સરલ હૃદયની અને નિર્દોષ છે તેના હિતની ખાતરજ; કારણકે જે પુષ્પમાળા દઢવ્રતાના હાથમાં છે તે મૂળ તો સર્પ છે પણ દઢવ્રતાની ધર્મ-શ્રદ્ધા અને તેની પાસેના **અમૂલ્ય મંત્રયોગથી** તે પુષ્પમાળા તેના પોતાનાજ માટે થઇ છે, પણ જો તે પુષ્પમાળા તમારા ગળામાં પડે તો તેજ વખતે તે માળા ફરી સર્પ થાય અને તેના દંશથી તમારૂં મૃત્યુ થાય, જેથી દઢવ્રતાને શિરે વૈધવ્યનું દુઃખ આવી પડે. તે દુઃખ ન આવે તેટલા માટેજ મ્હેં તેનો હાથ પકડી રાખેલો છે. હવે જો તમે પોતે તમારૂં અને તમારા આખા કુટુંબનું ભલું ચાહતા હો તો તેના ઉપર ગુજારેલ જુલ્મની ક્ષમા-પના માંગો અને હવે પછી એવી પ્રતિજ્ઞા કરો કે કોઇ પણ વખતે તેનો અપરાધ, તેની અવગણના, અપમાન વિગેરે કાંઇ પણ નહિ કરતાં યોગ્ય સન્માન દઇશું.” આટલું કહી સ્ત્રીરૂપે આવેલ

દેવી સ્વસ્થાનકે ચાલી ગઇ. દેવીના ગયા પછી કર્મચંદ્ર અને તેની નવી સ્ત્રી બન્નેએ દૃઢવ્રતાની ક્ષમાપના માંગવા માટે તેના પગમાં મસ્તક નમાવ્યું. દૃઢવ્રતા સતી હતી તેથી પતિને એકદમ ઉઠાડી લેઈ પોતેજ વિનય કરવા લાગી. એ મુજબ ધર્મ અને પ્રભુભક્તિમાં નિશ્ચલ રહેવાથી પતિના તિરસ્કારને પાત્ર હતી તે દૃઢવ્રતા સત્કારને પાત્ર થઇ અને માનનીય તેમજ સુખી જીંદગી ગુજારવા લાગી.

---

वल्गत्तुरंगगजगर्जितभीमनाद-
माजौ बलं बलवतामपि भूपतीनाम् ।
उद्यद्दिवाकरमयूखशिखापविद्धं
त्वत्कीर्त्तनात्तम इवाशु भिदामुपैति ॥ ४२ ॥

**અર્થ**—જેમાં યુદ્ધ કરતા ઘોડા અને હાથીઓની ગર્જનાએ કરી ભયંકર શબ્દો થઇ રહ્યા છે, તેવા રણસંગ્રામમાં અતિ બળવાન્ રાજાઓની સેના પણ, ઉદય પામેલા સૂર્યનાં કિરણોની શિખાઓએ કરી અંધકારની જેમ, તમારા નામ-કીર્તનથી નાશ પામે છે. (૪૨)

कुंताग्रभिन्नगजशोणितवारिवाह-
वेगावतारतरणातुरयोधभीमे ।
युद्धे जयं विजितदुर्जयजेयपक्षा-
स्त्वत्पादपंकजवनाश्रयिणो लभन्ते ॥४३॥

**અર્થ**—જેઓ આપના ચરણ–કમળરૂપી વનના આશ્રયે રહેલા છે તેઓ, ભાલાની અણીથી ભેદેલા હાથીઓના રૂધિર રૂપ જેવા પ્રવાહમાં પાર ઉતરવાને આતુર થઈ ગએલા યોદ્ધાઓ-વડે ભયાનક થએલા સંગ્રામમાં પણ નહિ જીતી શકાય તેવા શત્રુના સમૂહને જીતનારા થઈને જય પ્રાપ્ત કરે છે. (૪૩)

### કથા.

'મથુરા' નામના શહેરમાં 'રણુકેતુ' નામનો રાજા રાજ્ય કરતો હતો, તે પરાક્રમી અને યોધ્ધો હતો. તેને એક ન્હાનો ભાઈ હતો જેનું નામ 'ગુણવર્મા' હતું. તેને ધર્મ પ્રત્યે અને પ્રભુભક્તિ પ્રત્યે બહુજ શ્રદ્ધા હતી, તેથી તે નિરંતર પ્રભુસ્તુતિ, ધ્યાન વિગેરે કર્યા કરતો. ભક્તામર સ્તોત્રનો પાઠ કરવાનું તે કોઈ દિવસ ચૂકતો નહિ. એક દિવસે રણુકેતુની રાણીએ પોતાના સ્વામીને કહ્યું કેઃ "પ્રાણનાથ! હું તમને એક વાત કહું

છું; જો કે તે કહેવી ઠીક નથી તોપણ મ્હારા જીવનસર્વસ્વના સુખની ખાતર ન છૂટકે કહેવી પડે છે. વાત એવી છે કે આપના ભાઈ ઘણા તેજસ્વી છે, તેમજ ભાગ્યશાળી અને ગુણજ્ઞ છે; મોટા રાજા મહારાજાઓ પણ તેમની સલાહ લે છે. એનું ભવિષ્ય મને એવું જણાય છે કે કોઈક દિવસ આપને તે રાજ્ય-ભ્રષ્ટ કરી પોતે જ રાજ્ય પચાવી પાડશે અને આપ રંક અવસ્થામાં આવી પડશો. એ માટે તે બાબતની ચિંતા અત્યારથી કરવી વધારે હિતકર છે." પોતાની સ્ત્રીનાં આવાં વચનો તેણે માની લીધાં અને તે સત્ય માની રાજ્યલોભને લીધે પોતાના પવિત્ર લઘુ બંધુને કાંઈ પણ હિતાહિતનો વિચાર કર્યા વિના એકદમ દેશનિકાલ કર્યો. ગુણવર્મા ત્યાંથી ચાલી નીકળ્યો અને તે એવે સ્થળે ગયો કે જ્યાં પોતાનું નામ પણ રણકેતુ સાંભળી શકે નહિ. કોઈ એક પર્વતની ગુફામાં રહી ફળફુલનો આહાર કરી તે શાંતિથી જીવન ગુજારવા લાગ્યો.

કોઈએક પ્રસંગે રણકેતુને કોઈ શત્રુપર વિજય મેળવવા જવાનું થયું. કર્મયોગે જે સ્થળે ગુણવર્મા રહેતો હતો તે રસ્તે થઈને જવું પડયું અને ગુણવર્માની કોઈ પણ રીતે તેને ખબર પડી કે તે અહીં જ રહે છે અને તેથી તે વિચારવા લાગ્યો કે "મ્હારા રાજ્યનો ખરો દુસ્મન તો અહીં જ રહે છે, અને

કોણ જાણે સમય વીતતાં તે શું નહિ કરે ? માટે એનો સમૂળો નાશ કરવો એ જ ઉચિત છે." આ વિચારની સાથે જ રણકેતુએ પોતાના સૈન્યને આજ્ઞા કરી કે "જાઓ, આ સ્હામેની ગુફાને ઘેરી લો અને તેને તોપોથી ઉડાવી દો." આજ્ઞા થતાંની સાથે જ લસ્કરે ગુફાને ઘેરી લેઇ એકદમ ઉપરાઉપરી તોપો છોડવા માંડી. ગુણવર્મા શાંતિથી ગુફામાં બેઠો હતો તે આ તોપોના ધડાકા સાંભળી આશ્ચર્ય પામ્યો અને વિચારવા લાગ્યો કે કોઇ શિકારી આવ્યો હશે તેથી આ અવાજ થાય છે, પણ મારા પવિત્ર સ્થાનમાં હિંસા-નિર્દોષ જીવોનો ઘાત શા-માટે થવો જોઇએ ? આ વિચારથી પોતે ગુફાની બહાર નીકળ્યો. જેવો બહાર આવે છે તેવો જ તે ગુફાનાં દ્વાર પાસે જ ગોળો પડ્યો અને સૈનિકો એક બીજાને ભલામણ કરતાં કહેતા હતા કે 'ધ્યાન રાખજો, શત્રુ ગુફાની બહાર નીકળી એકાએક નાસી ન જાય. તેને જલદી મારી નાંખો!' આ દેખાવ જોઇ ગુણવર્મા સમજી ગયો કે "આ બધું મ્હારા વડીલ ભ્રાતાનું કાર્ય છે. હું અહીં નિર્જન અરણ્યમાં આવી રહ્યો છતાં વડીલ બંધુને હજુ સંતોષ થયો નહિ અને મને મૃત્યુવશ કરવા ચાહે છે. જો એની એવી જ ઇચ્છા છે તો ભલે તે તેમ કરે. વળી મ્હારા મૃત્યુથી જો રાજ્યને અને વડીલને શાંતિ થતી હોય તો

તેમ પણ ભલે થાઓ." એમ ધારી ગુણવર્મા ભક્તામરના ૪૨-૪૩ મા શ્લોકનું સ્મરણ કરતો ગુફાની બહાર ચોગાનમાં આવી બેઠો. એવામાં ભક્તામરના અપૂર્વ પ્રભાવથી શાસનદેવી આવી અને પ્રભુભક્તિમાં લીન થએલા ગુણવર્મા ઉપર આવી પડેલી વિપત્તિ દૂર કરવાને માટે એક ભયંકર દૈવી ઉપદ્રવ શરૂ કર્યો. રણકેતુના સૈન્યને છિન્ન ભિન્ન કરી દીધું અને ત્યાં એટલું બધું અંધારૂં કરી મૂક્યું કે હાથ પણ દેખી શકાય નહિ. સૈન્ય ભાગવા લાગ્યું. પોતાના સૈન્યની આવી દુર્દશા જોઈ રણકેતુ શર્માઈ ગયો. દેવીએ અન્ધારૂં દૂર કરવાથી રણકેતુ પોતાની અને પોતાના સૈન્યની સ્થિતિ જોઈ શક્યો અને તેથી તેને પોતાના સાહસ માટે ઘણો જ ખેદ થયો. એક ગુણવર્માને પોતાની બળવાન સેના જીતી ન શકી તેથી તે ખેદ અને આશ્ચર્ય પામ્યો અને વિચાર થયો કે ગુણવર્મા પાસે કોઇ દૈવી બળ છે અને આવા ગુણી બન્ધુનો મેં ત્યાગ કર્યો તે બહુ જ અયોગ્ય કર્યું. એ વિચારથી રણકેતુને ઘણોજ પશ્ચાત્તાપ થયો અને તેથી વેર મટી પ્રેમ ઉત્પન્ન થયો. રણકેતુ પોતાના લઘુ બન્ધુને મળવાને માટે દોડ્યો. બન્ને ભાઈ સપ્રેમ મળ્યા. રણકેતુએ પોતાના અપરાધની ક્ષમા માંગી અને પોતાના માથાપરનો રાજ્યમુકુટ ગુણવર્માના મસ્તકપર ધરી "વ્હાલાં બાઈ! તું નિષ્કંટક રાજ્ય કર " એવો

આશીર્વાદ દઈ પોતે વનમાં ચાલ્યો ગયો તથા કોઈ જૈન મુનિ પાસે દિક્ષા ગ્રહણ કરી, શાંતિમાં જીવન પસાર કરવા લાગ્યો. ગુણવર્માને પોતાના વડીલ ભાઈની પ્રકૃતિ આમ એકાએક ફરી જવી અને પોતાને માથે મુકુટ મૂકી વનમાં ચાલ્યા જવું વિગેરે જોઈ આશ્ચર્ય થયું અને વળી બન્ધુવિયોગથી દુ:ખ પણ થયું. પોતાની ઈચ્છા રાજ્ય કરવાની ન હતી, પણ જો પોતે રાજ્ય ન કરે તો રાજ્યમાં અવ્યવસ્થા ઉત્પન્ન થાય, શત્રુઓ આવી પ્રજાને દુ:ખ આપે તેથી છેવટે તેણે રાજ્ય સ્વીકાર્યું. પછી બીજા અનેક શત્રુને પોતાના બાહુબળથી નમાવી તેઓના પર વિજય મેળવી રાજ્ય કરવા લાગ્યો. જ્ઞાની પુરૂષોનું કથન છે કે 'चरतु सुखार्थी सदा धर्मं' અર્થાત્ સુખ ચાહવાવાળાએ નિરંતર ધર્મનું સેવન કરવું જોઈએ.

---

**अंभोनिधौ क्षुभितभीषणनक्रचक्र**
**पाठीनपीठभयदोल्बणवाडवाग्नौ ।**
**रंगत्तरंगशिखरस्थितयानपात्रा-**
**स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥४४॥**

**અર્થ**—જેને વિષે ભયંકર નક્રચક્રાદિ મગર મચ્છ ઉછળી રહ્યા છે અને પાઠીનપીઠ નામના મત્સ્યથી ભયને ઉત્પન્ન કરનારો પ્રબળ વાડવાગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો છે, તેવા સમુદ્રમાં ઉછળતાં મોજાંના શિખરપર આવી રહેલા વહાણવાળા પુરૂષો પણ તમારા સ્મરણે કરીને ભયનો ત્યાગ કરીને સમુદ્રપાર જાય છે. (૪૪)

**કથા.**

'તામલી' નામનું એક બહુજ સુન્દર શહેર હતું. શહેરનું નામ **તામલી** તે ગામમાં અને ગામ બહાર તાડનાં ઝાડો બહુજ હતાં તે પરથી પડ્યું હતું. તે શહેરમાં **ધનચંદ્ર** નામનો એક શેઠ રહેતો હતો, તેને તેના વિદ્વાન્ ગુરૂ '**ચંદ્રકીર્તિ**' એ મંત્ર સહિત ભક્તામર સ્તોત્ર શીખવ્યું હતું અને તેનું તે શ્રદ્ધાપૂર્વક સ્મરણ કર્યા કરતો હતો. ધનચંદ્રની પાસે ધન ઘણું હતું તોપણ તેણે એક દિવસ વિચાર કર્યો કે-ઘણું ધન હોવા છતાં પણ જો તેને આવક ન હોય અને ખર્ચ હમેશાં થયાં કરતું હોય તો કોઇ એક દિવસે તે ધનનો સર્વથા નાશ થાય છે, માટે ધન વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. આવો વિચાર કરી વિશેષ ધન મેળવવાની ઇચ્છાથી તે માણિક્ય આદિથી ભરપૂર સિંહલદ્વીપમાં કેટલુંએક ધન લેઇને ગયો. ત્યાં જઇ

કેટલોએક વખત રહી વ્યાપારાદિવડે ઘણું ધન મેળવ્યું. પછી પોતાના દેશમાં આવવાની ઇચ્છા થઇ તેથી પોતાનું સઘળું ધન વહાણમાં ભર્યું અને દેશભણી વહાણ હંકારી મૂક્યું. ચાલતાં ચાલતાં રસ્તામાં એકાએક વહાણ અટકી ગયું. ત્યાં કોઇ દેવીનું સ્થાન હતું તેથી વહાણ અટક્યું. ખારવાએ શેઠને કહ્યું કેઃ " શેઠ સાહેબ! અહીં એક દેવી રહે છે તેણે આપણું વહાણ અટકાવી દીધું છે, અને તે પશુનું બલિદાન માંગે છે." ધનચંદ્ર તો જિનધર્મરસિક હતો, એટલે તે કેવી રીતે પશુહત્યા કરી શકે? તેણે વહાણને ચલાવવા ઘણો જ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. પછી ધનચંદ્રે 'अम्भोनिधौ' એ શ્લોકનું સ્મરણ કરવું શરૂ કર્યું. તેના પ્રભાવથી તે સમુદ્રવાસિની 'વિકટાક્ષી' નામની દેવીની સર્વ શક્તિઓ ઢીલી પડી ગઈ અને તે પ્રત્યક્ષ આવી ધનચંદ્ર શેઠ પ્રતિ એમ કહેવા લાગી કેઃ "શેઠ! હું તમારાપર પ્રસન્ન થઇ છું, માટે જે જોઇએ તે માંગો!" શેઠે જવાબમાં કહ્યું કે મને કોઇ વાતની ચાહના નથી, પણ એટલું જ માંગું છું કે આજથી હવે પછી તમે સર્વથા જીવહિંસા છોડી દો, અને દયાધર્મ સ્વીકારો! આ માંગણીનો દેવીએ સ્વીકાર કર્યો અને 'અસ્તુ' કહી ધનચંદ્રને કેટલાંએક રત્નો આપી તે પોતાના સ્થાનપર ચાલી ગઇ. ધનચંદ્ર ત્યાંથી શાંતિપૂર્વક પોતાના

શહેરમાં પહોંચી ગયો. તેથી રસ્તામાં બનેલી વાત જેણે જેણે સાંભળી તેને બહુજ આશ્ચર્ય થયું. તેનો પ્રભાવ ઘણો વધ્યો અને ઘણાએ જૈન ધર્મ સ્વીકાર્યો.

---

उद्भूतभीषणजलोदरभारभुग्नाः
शोच्यां दशामुपगताश्च्युतजीविताशाः ।
त्वत्पादपंकजरजोऽमृतदिग्धदेहा
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥४५॥

**અર્થ:**—જેઓ ઉત્પન્ન થએલા ભયંકર જલોદરના રોગના ભારે કરીને વળી ગએલા છે અને શોચનીય દશાને પ્રાપ્ત થવાથી જીવવાની આશા છોડી બેઠા છે, એવા મનુષ્ય આપના ચરણ-કમળના રજરૂપી અમૃતથી પોતાનું શરીર લિપ્ત કરવાથી કામદેવ સરખા રૂપવાન્ થાય છે. (૪૫)

## કથા.

'નૃપશેખર' નામનો રાજા ઉજ્જયિનીમાં રાજ્ય કરતો હતો. તેનું રાજ્ય ઘણું વિસ્તારવાળું હતું અને ઘણા રાજાઓમાં તે મ્હોટો રાજા ગણાતો હતો. તેની રાણીનું નામ

વિમળા હતું. તે પતિભક્તિપરાયણ, વિદુષી અને સતી હતી. તેને 'રાજહંસ' નામનો પરાક્રમી, વિનયી, સુશીલ, અને બુદ્ધિમાન પુત્ર હતો. હજુ રાજહંસની યોગ્ય ઉમર થવાનો સમય થાય છે તેટલામાં તેની માતા વિમળા સ્વર્ગવાસી થઇ. તેના ગુજરી જવા પછી પટ્ટરાણી તરીકે કમળા રાણી ગણાવા લાગી. તેને પણ એક પુત્ર હતો પણ તે રાજહંસના જેવો ચાલાક અને બુદ્ધિમાન ન હતો, તેથી સાવકી માતા કમળાએ એક દિવસ વિચાર કર્યો કે "રાજહંસ મ્હારા પુત્રથી મ્હોટો છે, બુદ્ધિમાન તેમજ ભાગ્યશાળી છે, અને વળી મહારાજાની તેના પ્રત્યે પૂર્ણ પ્રીતિ છે; તેથી મ્હારા પુત્રને રાજ્ય મળવું એ તદ્દન અસંભવિત છે, અને જો મ્હારા પુત્રને રાજ્ય ન મળે તો મ્હારી અને પુત્રની બન્નેની દુર્દશા થાય; એટલા માટે કોઇ પણ ઉપાયે રાજહંસનો નાશ કરવો એ વધારે ઠીક છે. પણ જો હું એને એકાએક મારી નાંખીશ તો લોકોમાં ખરાબ બોલાશે અને કદાચ મુશ્કેલીમાં ઉતરવું પડશે, માટે એમ નહિ કરતાં કોઇ એવી વસ્તુ ખોરાક વિગેરેમાં દેવી કે જેથી તે વ્યાધિગ્રસ્ત બને અને તે વ્યાધિને અંતે રીબાઇને મરી જાય." થોડા દિવસ વીત્યા બાદ નૃપશેખર રાજા શત્રુઓને વશ કરવાને અને દિગ્વિજય કરવાને બહારગામ ગયો એટલે પ્રસંગ મળ્યો જાણી રાણીએ

રાજહંસને વ્યાધિનું મૂળ કોઇ વિષ લેઇને ભોજનમાં ખવરાવી દીધું. ધીરેધીરે રાજહંસના શરીરમાં વ્યાધિઓ ઉત્પન્ન થઇ અને તેમાં મુખ્ય વ્યાધિ જલોદરની ઉત્પન્ન થઇ. તેની સાથે ભગંદર ગુલ્મ, પાંડુ, પ્રમેહ આદિ અનેક વ્યાધિથી તેનું શરીર ઘેરાઇ ગયું અને તે મહાકષ્ટ ભોગવવા લાગ્યો. પોતાની એકાએક આવી સ્થિતિ થતી જોઇ તેને બહુ જ આશ્ચર્ય થયું. તપાસ કરતાં તેને માલૂમ પડયું કે મ્હારી સાવકી માતાના કપટને લીધે જ મ્હારે આ વ્યાધિઓ ભોગવવી પડે છે. જ્યારે માતાની અવકૃપા થઈ તો પછી અહીં રહેવું તે જરા પણ વાજબી નથી, એમ વિચારી કોઇને પણ કહ્યા વિના એકાએક ઉજ્જયિનીથી ચાલી નીકળી રાજહંસ હસ્તિનાપુર આવી પહોંચ્યો. ત્યાં આવી કોઈ સારૂં સ્થળ શોધી શાંતિથી રહેવા લાગ્યો. જે વખતે હસ્તિનાપુરમાં રાજહંસ રહેતો હતો તે વખતે હસ્તિનાપુરનો 'માનગિરિ' નામનો રાજા હતો તે ઘણો જ અભિમાની હતો. તેની માનવતી નામની રાણી પણ તેના જેવીજ હતી. તેને 'કલાવતી' નામની પુત્રી હતી અને તે સરલ, વિનયશીલ અને ડાહી હતી. એક દિવસે પિતાપુત્રી વિનોદમાં બેઠાં હતાં, તેવામાં હસતાં હસતાં રાજાએ કલાવતીને પૂછ્યું કે: "પુત્રી ! કહે તો ખરી કે ત્હારૂં સુખ અમારા હાથમાં છે કે કર્મના હાથમાં ? તું અમારી

પાસેથી સુખની આશા રાખે છે કે કર્મની પાસેથી? જે હોય તે સત્ય જ કહેજે!" જ્યારે રાજાએ આવો પ્રશ્ન કર્યો ત્યારે સત્યપ્રિય કલાવતીએ કોઇ પણ જાતનો ભય કે સંકોચ રાખ્યા વિના નિડરતાથી પણ વિનયથી જવાબ આપ્યો કે: "પિતાજી! મનુષ્ય તો ફક્ત મિથ્યાભિમાન રાખીને હું કરૂં એમ ફોકટનો બકવાદ કરે છે, પણ જે કાંઇ થાય છે તે કર્મથીજ. મનુષ્ય બીચારો શું કરી શકવાનો હતો? જે જે આત્મા, સ્વર્ગ, નર્ક, મનુષ્ય, તિર્યંચ થાય છે તે કર્માનુસારે જ થાય છે અને તે સ્થિતિને ફેરવવાની કોનામાં તાકાત છે?"

માનગિરિને પુત્રીના આવા સ્વતંત્ર જવાબથી અને પોતે કાંઈ પણ કરી શકતો જ નથી એવા કથનના શ્રવણથી બહુ જ ખેદ થયો અને સાથે દ્વેષ પણ ઉત્પન્ન થયો. તેણે મનમાં જાણ્યું કે આ પુત્રી મ્હારી કોઇ વાત માનશે નહિ, તો એના અભિમાનનો નાશ કરવાને અને બધુંએ કર્મથીજ થાય છે તે અસત્ય ઠરાવવાને ઉજ્જયિની નગરના મહારોગી રાજકુમાર રાજહંસની સાથે તેનું લગ્ન કરી દઉં અને તે હમણાં જ હસ્તિનાપુરમાં આવેલ છે. આવો વિચાર કરીને પુત્રીને રાજહંસ સાથે પરણાવી દીધી. કોઇ એક વખતે તે નવદમ્પતી એક વૃક્ષની છાયા નીચે બેઠાં બેઠાં પોતાના ભવિષ્ય જીવન સંબંધી

વિચાર કરતાં હતાં, એવા સમયે તે સ્થળે કોઇ મહા જ્ઞાની તપસ્વી અને પવિત્ર મુનિરાજ આવી ચડ્યા. તે મુનિરાજને જોઇ નવદમ્પતીએ ઘણા જ ભક્તિભાવથી શ્રદ્ધાપૂર્વક તેમને નમસ્કાર કર્યા. મુનિએ ત્યાં થોડો સમય રોકાઇ બન્ને ભવ્યોને ધર્મોપદેશ આપ્યો. ધર્મોપદેશ પૂર્ણ થયા પછી રાજહંસે મુનિ-રાજને પૂછ્યું કે: "પ્રભુ! મ્હને શરીરમાં ઉત્પન્ન થએલા મહાવ્યાધિથી હું ઘણો જ દુ:ખી છું અને તેથી કાંઇ પણ સત્કર્મ કરી શકતો નથી, તો કૃપા કરી આ વ્યાધિ દૂર થાય તેવો રસ્તો બતાવો તો મ્હોટી દયા થશે." આ કથન સાંભળી દયાનું કામ જાણી મુનિએ તેને ભક્તામર શીખવાની ભલામણ કરી અને 'उद्भूतभीषणजलोदर' એ શ્લોક તુર્ત જ શીખવ્યો અને તેની મંત્ર-યંત્ર અને સાધનવિધિ:શીખવી. મુનિરાજ ત્યાંથી વિહાર કરી ગયા પાછળ રાજહંસ મુનિરાજ પાસેથી શીખ્યા પ્રમાણે વિધિપૂર્વક દિવસમાં ત્રણે કાળ તે શ્લોકનો પાઠ કરતો રહ્યો, જેના પ્રભાવથી થોડા જ દિવસમાં તેની સર્વ વ્યાધિઓ દૂર થઇ અને શરીર સંપૂર્ણ સુન્દર થયું, અને પછીથી તે હસ્તિનાપુરમાં રહેવા લાગ્યો.

ઉજ્જયિનીથી નૃપશેખર રાજા દિગ્વિજય માટે ગએલો તે તે કાર્ય સિદ્ધ કરી પોતાના શહેરમાં પાછો ફર્યો. શહેરમાં

આવી પોતાના જ્યેષ્ઠ પુત્રની દુર્દશાની ખબર સાંભળી તે અત્યંત દુઃખી થયો અને પુત્રની શોધ કરવા નિમિત્તે રાજ્યકાર્યમાં કુશળ અને રાજ્યભક્ત માણુસોને મોકલ્યા. તે લોકો શોધતા શોધતા હસ્તિનાપુર પહોંચી રાજકુમાર રાજહંસને મળ્યા. રાજ્યકારભારીઓએ રાજકુમારને પુત્રવિયોગથી રાજાને થતા દુઃખ અને ચિંતા કહી સંભળાવ્યાં. પોતાને લીધે પિતા દુઃખી થાય છે તે સાંભળી તેને પણ દુઃખ થયું અને તેજ વખતે ત્યાંથી પત્નીસહ ચાલી નીકળ્યો. તેઓ થોડા વખતમાં જ પિતા પાસે આવી પહોંચ્યાં. પિતા પુત્રનું મળવું થવાથી અન્યોઅન્યને બહુ જ સંતોષ, આનંદ અને સુખ થયું. ત્યારપછી કેટલોએક સમય વ્યતીત થયા પછી નૃપશેખર રાજહંસને રાજ્ય સોંપી પોતે ચારિત્ર લેઇ આત્મિક શ્રેયઃ કરવા ચાલી નીકળ્યો, અને કઠીન તપશ્ચર્યા કરી કર્મનાં બંધનો કાપવા લાગ્યો. હસ્તિનાપુરના રાજા માનગિરિને ખબર થઈ કે રાજહંસ આરોગ્ય મેળવી મહારાજા થયો છે અને મ્હારી પુત્રી મહારાણી થઈ છે. આ ખબર થવાથી એનો નિશ્ચય થયો કે મનુષ્ય પ્રયત્ન કર્મની અનુકૂળતા વિના સફળ થતો નથી. જે કાંઇ બને છે તે શુભાશુભ કર્મની અનુકૂળતાથી જ બને છે. કલાપી ખરૂં કહે છે કેઃ—

'કરૂં છું' ને 'કર્યું છે મેં,' મિથ્યા એ અભિમાન હા!
કરી તે શું શકે પ્રાણી આ અનંત અગાધમાં ?

માનગિરિને જૈન ધર્મપર શ્રદ્ધા થઇ અને તેથી તેણે તે ધર્મ સ્વીકાર્યો અને પોતાની પુત્રી પાસે કરેલા અપરાધની ક્ષમાપના માંગી તેને પૂર્ણ પ્રેમથી ભેટી પડયો.

---

आपादकंठमुरुशृंखलवेष्टितांगा
गाढं बृहन्निगडकोटिनिघृष्टजंघाः ।
त्वन्नाममन्त्रमनिशं मनुजाः स्मरन्तः
सद्यः स्वयं विगतबंधभया भवन्ति ॥४६॥

**અર્થ**—પગથી કંઠ સુધી મોટી મોટી બેડીઓએ કરી શરીર બાંધેલા હોય, તથા અત્યંત મોટી બેડીઓના અગ્ર ભાગથી જેમની જંઘા ઘસી ગઇ હોય તેવા મનુષ્યો તમારા નામરૂપી મંત્રનું સ્મરણ કરતાં તત્કાળ પોતાની મેળે બંધનના ભયથી રહિત બની જાય છે. (૪૬)

**કથા.**

ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ અજમેર નામનું સુન્દર શહેર છે.

જે સમયની આ કથા છે તે સમયે અજમેર શહેર ઘણું સુશોભિત હતું. તે શહેરનો ઉંચો અને મજબુત કીલ્લો લંકાના કીલ્લાને શરમાવે તેવો હતો. તે શહેરનો 'નરપાળ' નામનો રાજા હતો તે બહુ ભલો અને ન્યાયી હતો. તેને 'રણધીર' નામનો કુમાર હતો તે ઘણો બુદ્ધિમાન્ અને પરાક્રમી વીર પુરૂષ હતો. તે રાજકુમારે પોતાના ગુણચન્દ્ર ગુરૂ કે જે વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, ધર્મશાસ્ત્ર અને મંત્રશાસ્ત્ર વિગેરેના જ્ઞાતા હતા તેમની પાસેથી ભક્તામરનો અપૂર્વ પ્રભાવ સાંભળી તે શીખી લીધું હતું.

અજમેર શહેરની પાસે 'પલાશખેટ' નામનું એક ન્હાનું પણ ઘણું જ રમણીય શહેર હતું. તે શહેરનો કાર્યભાર અને અધિકાર વિગેરે નરપાળે પોતાના પુત્ર રણધીરને સોંપ્યો હતો. યોગિનીપુરના બાદશાહ સુલતાનને અજમેર લેવાની ઇચ્છા હતી પણ અજમેરનો કીલ્લો અભેદ્ય હોવાથી તે લેઇ શકાય તેમ ન હોવાથી પહેલાં પલાશખેટ કબજે કરવા ધાર્યું કે જેથી પછીથી અજમેર લઇ શકાય. આથી સુલતાને પલાશખેટ ઉપર એકાએક ચડાઈ કરી. રણધીરને આ બાબતની ખબર ન હતી તેથી તે તો નિશ્ચિંત હતો, તેવામાં બાદશાહના સૈન્યે અણચિંતવ્યો હલ્લો કરી રણધીરને એકાએક પકડી લીધો. બાદશાહે તેને જીવતે

પકડી પોતાના શહેરમાં લેઇ જઈ લોઢાની બેડીથી જકડી લઇ કેદખાનામાં પૂરી દીધો. કેદમાં પડ્યા પછી રણધીરે અનન્ય શ્રદ્ધાથી પ્રભુસ્તુતિ કરવા માંડી. 'आपादकंठमुरु' એ શ્લોકનું તે આરાધન કરવા લાગ્યો. શ્લોકનું સ્મરણ કરતાં જ્યાં વૃત્તિ એક થઈ તેની સાથે જ બેડીનાં બંધનો જેમ સૂતરના કાચા તાંતણા તૂટી જાય તેમ તૂટી ગયાં, અને રણધીર બંધનમુક્ત થઈ બાદશાહ સમક્ષ આવી ઊભો રહ્યો. સુલતાનને રણધીરને એકાએક બંધનમુક્ત થએલો જોઈ આશ્ચર્ય થયું અને તેને આમ છૂટા થવામાં કદાચ પહેરેગીરોની સહાય હશે એમ ધારી તેને ફરીથી બેડીનાં બંધનોમાં નાંખ્યો અને તેની દેખરેખ રાખવા માટે વિશ્વાસુ પહેરેગીરો રાખ્યા. આમ થયા પછી રણધીર ફરી વાર ભક્તામરના ઉપરના શ્લોકથી બંધનમુક્ત થયો અને સુલતાન સમક્ષ આવી હાજર થયો. આથી સુલતાને જાણ્યું કે આ કોઇ મહાશક્તિમાન્ અને મંત્રની સિદ્ધિઓનો જાણકાર જણાય છે, તો તેને વધારે છેડવો એ ઠીક નથી. પછી બાદશાહે તેનું સન્માન કરી, વસ્ત્રાભૂષણ, ધન, રત્ન વિગેરે ભેટ આપી, માન સહિત તેને 'પલાશખેટ'માં મોકલી આપ્યો. રણધીરને કુશળતાથી પોતાના શહેરમાં આવતો જાણી નગરજનોએ રાજાના સન્માન અર્થે શહેરને શણગાર્યું. રાજાને પ્રસન્ન કરવાની ખાતર

અને પોતે આનંદ પામ્યા તેના બદલામાં તેઓએ મ્હોટો ઉત્સવ કર્યો. જે સ્તોત્રના પઠનનો એટલો પ્રભાવ છે કે જીવના કર્મનાં ભયંકર અને મજબૂત બંધનો ક્ષણમાત્રમાં તૂટી જાય છે, તો પછી સાધારણ લોહબંધનો સ્તોત્રસ્મરણથી તૂટી જાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

---

मत्तद्विपेन्द्रमृगराजदवानलाहि-
संग्रामवारिधिमहोदरबंधनोत्थम् ।
तस्याशु नाशमुपयाति भयं भियेव
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥४७॥

અર્થ—જે બુદ્ધિમાન માણસ આ ભક્તામર સ્તોત્રને ભણે છે, તેનો મદોન્મત્ત હાથીથી, સિંહથી, અગ્નિથી, સર્પથી, સંગ્રામથી, અને સમુદ્રથી ઉત્પન્ન થએલો ભય તેમજ કેદથી ઉત્પન્ન થયલો ભય પણ ઝટ નાશ પામે છે. (૪૭)

स्तोत्रस्रजं तव जिनेन्द्र गुणैर्निबद्धां
भक्त्या मया रुचिरवर्णविचित्रपुष्पाम् ।
धत्ते जनो य इह कंठगतामजस्रं
तं मानतुंगमवशा समुपैति लक्ष्मीः ॥४८॥

**અર્થ**—હે જિનેન્દ્ર ! તમારા ગુણરૂપી સૂત્રે કરી ગુંથેલી અને ભક્તિએ કરી યુક્ત તથા મનોહર અક્ષરરૂપ વિચિત્ર પુષ્પોવાળી આ સ્તોત્રરૂપી માળાને જે માણસ હમેશ કંઠ વિષે ધારે છે તે માનથી ઉન્નત પુરૂષને ( અથવા આ સ્તોત્રના કર્ત્તા માનતુંગને ) અસ્વતંત્ર લક્ષ્મીરૂપ મોક્ષ નજીક આવે છે. (૪૮)

---

અત્ર " ભક્તામર કથાસંગ્રહ" સમાપ્ત થાય છે. આ સંગ્રહ સકલચંદ્ર ગુરૂના શિષ્ય રાયમલ્લે પોતાના ગુરૂભાઇ જૈસના પ્રેમભાવપૂર્વક લખ્યો છે. તે લખે છે કે હુંબડ વંશતિલક મહ્ય નામનો એક મોટો ધનવાન્ પુરૂષ થઇ ગયો તેની વિદુષી સ્ત્રીનું નામ ચંપાબાઇ હતું. તે ધર્માત્મા અને શ્રાવક વ્રતની ધરનારી હતી. તેના પુત્ર જીનચરણ-કમળના ભ્રમર-પૂર્ણ જિનભક્ત, મેં રાયમલ્લે વાદિચંદ્ર મુનિને નમસ્કાર કરીને તેમની કૃપાથી આ કથાઓ લખી છે. વળી આગળ તે લખે છે કે ગ્રીવાપુરમાં એક મહી નામની નદી છે તેને કિનારે ચંદ્રપ્રભ ભગવાનનું મંદિર છે. તેમાં બ્રહ્મચારી કર્મસીના કહ્યાથી આ કથાઓ લખી છે અને તે સંવત્ ૧૬૬૭ ના અષાડ સુદી ૫ ને બુધવારે પૂરી કરી છે. શાંતિ:

---

श्री

# भक्तामर-मंत्र-माहात्म्य

## द्वितीय खंड : मंत्र-माहात्म्य.

प्रयोजक : चुनीलाल वर्धमान शाह.

# શ્રી ભક્તામર સ્તોત્રની ઉત્પત્તિ.

ભારતવર્ષમાં માળવા પ્રાન્ત પ્રાચીન સમયથી પ્રસિદ્ધ છે, જેમાં ધારા નામની નગરી છે. ત્યાં ભોજ રાજા રાજ્ય કરે છે. ભોજ વિદ્યાદાન તથા ધનદાનથી આખી પૃથ્વીમાં પ્રસિદ્ધિ પામ્યો છે. તેનો મંત્રી અતિ બુદ્ધિમાન છે જેનું નામ મતિ- સાગર છે. તે જિન ભગવાનનો અતિ ભક્તિમાન્ છે.

એક વાર રાજા સભામાં બેઠો હતો, એટલામાં કાલિદાસ વગેરે કેટલાક પંડિતો રાજસભામાં આવ્યા. એ પંડિતોને પોતાના પાંડિત્યનું ભારે અભિમાન હતું. તેઓ મંત્રશાસ્ત્રમાં પણ અતિપ્રવીણ હતા. તેમણે રાજાને કહ્યું કે અમે એમ સાંભળ્યું છે કે આપના રાજ્યમાં જૈન સાધુઓનું બહુ જોર છે અને તેઓ પોતાને મોટા વિદ્વાન્ સમજે છે, પરન્તુ વસ્તુતઃ તેઓ ઢોંગી છે અને કશુંએ જાણતા નથી. જો તેઓ જાણતા હોય તો અમારા જેવું આશ્ચર્ય બતાવી આપે.

આમ બોલીને કાલિદાસ નામના પંડિતે પોતાના પગને છરીથી કાપી નાંખ્યા અને કાલિકા દેવી કે જેને તેણે પહેલેથી સાધી રાખી હતી, તેનું આરાધન કર્યું, એટલે તેની સહાયથી

તેણે પોતાના પગ પહેલાંના જેવા બનાવી દીધા. એજ પ્રમાણે ભાર્ગવી નામના પંડિતે અંબિકાની આરાધનાદ્વારા પોતાનો ભગ્નોદર નામનો રોગ દૂર કર્યો. માઘ પંડિતે સૂર્યની ઉપાસનાદ્વારા કોઢથી ઝરતા શરીરને આરામ ઉપજાવ્યો અને તેને સુંદર બનાવ્યું. આવાં આશ્ચર્યો બતાવીને તેમણે રાજાને કહ્યું: "અમે સઘળાં શાસ્ત્રો જાણીએ છીએ અને મંત્રશાસ્ત્રપર પણ અમારો પૂર્ણ અધિકાર છે. આવી સ્થિતિમાં આપના પવિત્ર રાજ્યમાં વિદ્વાનોનો આદર ન થાય અને ઢોંગીઓની પૂજા થાય એ કેટલું શોકજનક લેખાય ? "

આ સાંભળીને રાજાએ પોતાના મંત્રીને કહ્યું કે " તમે તમારા ગુરૂઓને મારી સમક્ષ લાવો. જો તેઓ પોતાના વિદ્યાબળથી મને કાંઇ આશ્ચર્ય બતલાવી શકશે તો હું તેમનું અવશ્ય સન્માન કરીશ અને તેમને સર્વશ્રેષ્ઠ સમજીશ."

મંત્રીએ ઉત્તર આપ્યો: " મહારાજ ! મારા ગુરૂઓ હમેશાં આત્મકલ્યાણ તરફ જ દૃષ્ટિ રાખે છે. તેઓ બહુ દયાળુ હોય છે, તેથી મંત્રતંત્રાદિ દ્વારા કોઇને કષ્ટ આપવાનું ઉચિત સમજતા નથી, પણ તેઓ સઘળુંએ જાણે છે તો ખરા. જો આપની એવી જ આજ્ઞા છે કે તેઓ આપની સમક્ષ કાંઇ પ્રભાવ

બતાવે, તો તે ઠીક છે, અવસર આવ્યે હું આપની આજ્ઞાનું અવશ્ય પાલન કરીશ."

એ અરસામાં શ્રી **માનતુંગ** મુનિરાજ તે જ ગામમાં આવી ચડ્યા. **મતિસાગર** તેમનું આગમન જાણીને બહુ આનંદ પામ્યો અને તેમને વાંદવા વનમાં ગયો. ત્યાં તેમનાં દર્શન કરી, ઉપદેશ સાંભળી તે કૃતાર્થ થયો અને પછી રાજા **ભોજ**ની ઇચ્છા મુનિરાજને પ્રદર્શિત કરી, અને કહ્યું કે: "વિધર્મી પંડિતો જૈન ધર્મની નિંદા કરે છે, તે હું સહી શકતો નથી, તો આપ રાજાને જૈન ધર્મની કાંઇક પ્રભાવના બતાવો તો સારૂં."

**માનતુંગ** સ્વામી એ સાંભળીને રાજસભામાં ગયા અને તેમણે રાજાને કહ્યું: "રાજન્! તમને જૈન ધર્મના સંબંધમાં જે કાંઇ ભ્રમ છે તે દૂર કરજો. હું તમારા ભ્રમનું નિવારણ કરવા તૈયાર છું."

આ સાંભળીને તેમની શક્તિની પરીક્ષા કરવાને રાજાએ **માનતુંગ** સ્વામીને લોખંડની ૪૮ સાંકળોના બંધોથી મજબૂત રીતે બાંધી લીધા પછી તેમને ભોંયરામાં પૂર્યા. પૂરીને ભોંયરાને મજબૂત તાળાં લગાવી દીધાં.

મુનિરાજે ભોંયરામાં શ્રી **આદિનાથ** ભગવાનની સ્તુતિનો

આરંભ કર્યો. જેમ જેમ તે એ સ્તુતિના છંદો રચતા ગયા તેમ તેમ તેમની અપાર ભક્તિના પ્રભાવથી તેમનાં બંધન તૂટવા લાગ્યાં. જ્યારે સઘળાં બંધન તૂટી ગયાં ત્યારે છેવટે કેવળ હાથનાં જ બંધનોને એમ ને એમ રહેવા દઇને મુનિરાજ રાજસભામાં આવી ઊભા. તેમણે રાજાને કહ્યું: "રાજન્! મેં તો મારી શક્તિનો પરિચય કરાવી આપ્યો છે, પણ તમારા શહેરમાં જે કોઇ વિદ્વાન્ પંડિતો હોય તેમને બોલાવો અને તેમની વિદ્યાના બળથી મારા હાથનું બંધન તોડાવી આપો."

આ સાંભળીને રાજાએ કાળિદાસ વગેરે પંડિતોની સામે જોયું અને તેને તે બંધન તોડવાને કહ્યું. રાજાની આજ્ઞા તેને માનવી પડી. તેણે પોતાની વિદ્યાનું બળ બતાવવા માંડયું, પણ કશું ફળ પ્રાપ્ત થયું નહિ. આ જોઇને તે બહુ જ શરમીંદો પડી ગયો. આ જોઇને મુનિરાજ બોલ્યા: "રાજન્! જેઓ બીજાને ઠગવાને અને મુગ્ધ કરવાને પોતાની માયાદ્વારા આશ્ચર્યભરી વાતો બતાવે છે અને તે ઉપર ભારે અભિમાન કરે છે તેઓ બિચારાની તાકાત નથી કે તેઓથી આ કાર્ય થઇ શકે. જુઓ, જે કાર્ય તેઓ કરી શકતા નથી એ કાર્ય હું કરૂં છું." એમ કહી મુનિરાજે પોતાના સ્તોત્રનો છેલ્લો શ્લોક રચ્યો. એ શ્લોક પૂરો રચાઇ રહ્યો કે તુરત તેમના હાથનું

બંધન તૂટી ગયું. આ જોઇને બીજા સર્વ પંડિતો લજ્જિત થઇ ગયા.

આ જોઇ રાજાએ મુનિરાજની સ્તુતિ કરતાં કહ્યું: " હે પ્રભો ! સંસારમાં આપ જ ખરા ભાગ્યવાન્ છો. આપે જ મોહરૂપી શત્રુનો નાશ કર્યો છે, આપ જ મોટા તપસ્વી છો, જ્ઞાની છો, સત્યવાદી છો, આપ જ સાક્ષાત્ મોક્ષના માર્ગ છો, આપ જ સંસારનું સાચું હિત કરનારા શંકર છો અને આપજ ક્ષમાના સાગર હોઇ અપરાધી લોકોને હમેશાં ક્ષમા કરો છો. નાથ! અજ્ઞાનને લીધે મેં આપનો જે કાંઇ અપરાધ કર્યો હોય તે માટે હું ક્ષમાની ભિક્ષા યાચું છું." આમ કહી રાજાએ મુનિરાજને સાષ્ટાંગ પ્રણામ કર્યા. મુનિરાજે રાજાને ધર્મોપદેશ આપ્યો અને રાજાની જૈન ધર્મપર શ્રદ્ધા બેઠી. પછી મુનિરાજ ત્યાંથી વિહાર કરી ગયા. આ પ્રમાણે ભક્તામર સ્તોત્રની ઉત્પત્તિની કથા બ્રહ્મચારી રાયમલ્લે સંવત્ ૧૬૬૭ માં લખી છે.

બીજી એક કથા એવી પ્રચલિત છે કે ભોજરાજાના દરબારમાં બાણ અને મયૂર નામના બે પંડિતો હતા; તેઓ વચ્ચે સસરા જમાઇનો સંબંધ હતો. એક વાર તેમાંના એક પંડિતે પોતાની પુત્રીની તેના પતિ સાથેની કાંઈ ગુપ્ત વાત

સાંભળી તેથી પુત્રીએ ગુસ્સે થઇને પિતાને શાપ આપ્યો કે "તને કોઢ નીકળજો." આ શાપનું દુષ્ટ ફળ પોતાને ન ભોગવવું પડે તે માટે તે વિદ્વાને સૂર્યનું એક સ્તોત્ર રચ્યું અને તેના પ્રભાવવડે શાપે તેના ઉપર અસર કરી નહિ. ભોજરાજાએ આ વાત જાણી ત્યારે તેણે જૂદા જૂદા વિદ્વાનોની મંત્ર સંબંધી શક્તિ જાણવાની ઇચ્છા દર્શાવી જે ઉપરથી દિગંબર જૈન સંપ્રદાયના વિદ્વાન્ આચાર્ય માનતુંગે પોતાને ૪૮ બંધનથી બાંધ્યા છતાં તેમાંથી મુક્ત થઇ પોતે રચેલા ભક્તામર સ્તોત્રનો પ્રભાવ દર્શાવી આપ્યો.

---

# मंत्र-शक्ति.

---

આ જગતમાંથી પ્રાભાવિક પુરૂષોનો જન્મ દુર્લભ થયો તે સાથે જ કેટલીક વિદ્યાઓનો પણ લોપ થયો છે એ સુપ્રસિદ્ધ વાત છે. અત્યારે એ વિદ્યાઓનું અસ્તિત્વ દગ્ગોચર થતું નથી તેનાં બે કારણો હોવાં જોઇએ. એક કારણ એ હોઇ શકે કે કાંતો તે વિદ્યાઓનો સમૂળગો નાશ થઇ ગયો હોવો જોઇએ અથવાતો તે વિદ્યાઓ કોઈ એવા સ્થળે ગુપ્ત કિંવા

અંધકારાચ્છન્ન રહી હોવી જોઇએ કે જેથી તે સામાન્ય મનુષ્યોની દૃષ્ટિનો વિષય થઈ શકે નહિ. પરન્તુ તે ઉપરથી પૂર્વે એવી વિદ્યાઓનું અસ્તિત્વ જ હતું નહિ અથવાતો એ વિદ્યાઓ કેવળ ખોટી હતી એમ તો કહી શકાશે નહિ. મંત્ર-વિદ્યાની સ્થિતિ પણ હાલમાં તેવી જ નજરે પડે છે. ઘણાઓ એ વિદ્યાની શક્તિની વાતો સાંભળે છે ખરા પણ પ્રત્યક્ષ જોનાર તો જવલ્લે જ નજરે પડે છે.

આજકાલનો જમાનો તર્ક અથવા બુદ્ધિનો છે, અને તેથી કોઇ પણ વાત, વિદ્યા કે શક્તિનો કશો બુદ્ધિગમ્ય ખુલાસો મળી શકે નહિ, ત્યાંસુધી તે માનવાને સામાન્ય જનસમાજ આગળ આવતો નથી તેમજ તત્પ્રતિ સામાન્ય રીતે અરૂચિ બતાવવામાં આવે છે. આપણાં શાસ્ત્રો અને આપણા વિદ્વાનો પહેલેથી જ દરેક વાતમાં બુદ્ધિગમ્યતાને આગળ કરતા આવ્યા છે અને જ્યાં જ્યાં કશું શ્રદ્ધાની ખાતર માનવાનો આગ્રહ કરવામાં આવે છે, ત્યાં ત્યાં પણ તેના બુદ્ધિગમ્ય ખુલાસાની ગેરહાજરી તો હોતી નથી, જોકે એવા ખુલાસા જાહેર કરવામાં શ્રોતાના અધિકારિત્વનો વિચાર કરવામાં આવે છે ખરો; પરન્તુ આપણા દેશમાં પાશ્ચિમાત્ય પાંડિત્યની છાયા પડ્યા પછી બુદ્ધિ અને તર્કે કાંઇક નાસ્તિકતાના જેવું સ્વરૂપ દર્શાવ્યું છે, અને

તેથી ધર્મના કેટલાક સિદ્ધાન્તોને પાશ્ચિમાત્ય કેળવણીમાં ઉછરેલા તરૂણો વહેમ અથવા ખસી ગએલા મગજની કલ્પનારૂપ ગણવા લાગ્યા છે, પરન્તુ છેવટે સત્ય તો માખણની પેઠે તરી જ નીકળે છે, તેવી રીતે પશ્ચિમમાં જન્મ પામેલી નવી વિદ્યાઓ જ ધર્મના સિદ્ધાંતોને અનુમોદન આપવા લાગી છે, અને જેમને બુદ્ધિ અને તર્કનું અજીર્ણ થયું હતું તેઓનો પરાભવ કરવા લાગી છે. 'સ્વર' અથવા 'ધ્વનિ' અથવા 'શબ્દ' સંબંધી જે છેલ્લી શોધ યુરોપમાં થઈ છે તે શોધ મંત્રશક્તિની સિદ્ધતાના સબળ કારણરૂપ છે.

મંત્રમાં શી સત્તા રહેલી છે? મંત્ર કેવે પ્રકારે બીજાને અસર કરે છે? એ આપણી બુદ્ધિના સ્વાભાવિક પ્રશ્નો છે: તે પ્રશ્નોની તપાસ લેવા પહેલાં આપણે જોઇશું કે 'મંત્ર' એ શી વસ્તુ છે? અમુક નિયમ પ્રમાણે ગોઠવેલા અને અમુક રીતે ઉચ્ચારાતા સ્વરોની એક નિશ્ચિત યોજના એ 'મંત્ર' કહેવાય છે. તે પ્રત્યેક સ્વરમાં 'ધ્રુજરી' અથવા 'આંદોલન' ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે—અર્થાત્ યંત્રનું પ્રત્યેક પદ સ્વરના એક આંદોલનરૂપ છે. મંત્રોમાં જે નિયમ પ્રમાણે સ્વરની રચના કરેલી હોય છે તે પ્રમાણે ઉચ્ચાર કરવાથી ચોક્કસ પ્રકારનાં નિયમિત આંદોલનો ઉત્પન્ન થાય છે અને એ આંદો-

લનો ધીમે ધીમે આપણા શરીરના જૂદા જૂદા કોષોપર નિયંતાપણું ભોગવે છે, એટલે કોષો નિયમિત અને અવિસંવાદી બને છે. શરીરના શુદ્ધ બનેલા કોષોવડે એક ભક્ત મંત્રોચ્ચારથી પોતાની ભક્તિની વસ્તુ ઇષ્ટદેવનું ધ્યાન પોતાની તરફ આકર્ષવાને સમર્થ બને છે. જેને દેવોનું આવાહન કહે છે તે એ જ છે. આ પ્રમાણે મંત્રોચ્ચાર મંત્રજાપ કરનારના પોતાના ઉપર અસર કરે છે.

હવે આપણે જોઇશું કે મંત્રોચ્ચાર બાહ્ય પદાર્થોપર કેવી રીતે અસર કરે છે. ઉપર જણાવી જવામાં આવ્યું છે કે સ્વરો અમુક પ્રકારનાં આંદોલનો ઉત્પન્ન કરે છે અને એનું પ્રત્યેક આંદોલન ચોક્કસ પ્રકારના આકારને પણ ઉત્પન્ન કરે છે, જે આકાર અદૃશ્ય અથવા સૂક્ષ્મ સૃષ્ટિમાં જન્મે છે. એ પ્રમાણે ઘણા સ્વરોનાં ઘણાં આંદોલનો પૃથક્ પૃથક્ પ્રકારના આકારો ઉપજાવે છે. સ્વરવિદ્યાને લગતાં પાશ્ચાત્ય પુસ્તકોમાં વર્ણવેલા પ્રયોગોપરથી જણાય છે કે અમુક પ્રકારના વાદિત્રથી ઉત્પન્ન થતા સ્વરોથી ચોક્કસ પ્રકારના ભૂમીતિના જેવા આકારો બારીક રેતીમાં થાય છે અને વળી તેમાં જણાવવામાં આવ્યું છે કે નિયમિત આંદોલનોવડે ભૂમીતિના નિયમિત આકારો ઉત્પન્ન કરી શકાય છે. સંગીત સંબંધી આર્ય ગ્રંથોમાં પણ વિવિધ

રાગ-રાગિણીઓના ખાસ આકારો જણાવેલા છે અને એ આકારોનું વર્ણન પણ આપવામાં આવેલું છે. દૃષ્ટાન્ત તરીકે મેઘ રાગનો આકાર હાથીપર બેઠેલી ભવ્ય આકૃતિના જેવો અને વસન્ત રાગનો આકાર પુષ્પથી શણગારેલા એક યુવાનના જેવો છે. આ ઉપરથી માલૂમ પડે છે કે અમુક રાગ અથવા રાગિણી જો બરાબર ગાવામાં આવે તો તે હવામાં અથવા પથરમાં ચોક્કસ પ્રકારનાં આંદોલનો ઉત્પન્ન કરે છે અને તે આંદોલનોને લીધે રાગના લક્ષણવાળો આકાર તેમાં ઉત્પન્ન થાય છે. આ વાત પ્રથમ દૃષ્ટિએ તો કેટલાકોને હવાઇ કિલ્લા જેવી જેવી લાગશે પરન્તુ મીસીસ વોટ્સ હુગ્સ નામની એક બાઇના પ્રયોગોથી તે વાતને ટેકો મળે છે.

લોર્ડ લીટનની ઓરડીમાં થોડાક પસંદ કરેલા ગૃહસ્થોની સમક્ષ મીસીસ વોટ્સ હુગ્સે પ્રયોગો સહિત એક ભાષણ આપ્યું હતું. આ પ્રકારના પ્રયોગો ઘણાં વર્ષો સુધી કર્યા પછી તેણે તેનું નિશ્ચિત પરિણામ એ રીતે જાહેરમાં આણ્યું હતું. મીસીસ હુગ્સ 'એઇડોફોન' નામનું એક સાદું વાદિત્ર વગાડે છે અને તે વાદિત્રને એક નળી તથા વળી શકે તેવી ધમણ છે. તેથી તેને માલૂમ પડે છે કે વાદિત્રમાંથી નીકળતા દરેક સ્વરની સાથે તે ધમણ ઉપર રાખેલી રેતીમાં ફેરફાર થાય છે.

ભાષણના આરંભમાં જ તેણે તે ધમણ ઉપર ઝીણી રેતી મૂકી હતી અને તેથી વાદિત્ર વગાડવાથી ઉત્પન્ન થતાં આંદાલને અથવા ધ્રુજરીઓથી અમુક જગ્યામાંની રેતી નાના આકારરૂપે ગોઠવાઇ જતી. તે ભાષણ વખતે જે જુદા જુદા આકારો થયા હતા તેની નોંધ લેનાર જણાવે છે કે તે વખતે તારાના, સર્પના, ચક્રના અને બીજા આંખને આનંદ આપે તેવા નવા નવા આકારો નજરે પડયા હતા. એક વખત જ્યારે મિસીસ હુગ્સ અમુક સ્વર ગાતી હતી, ત્યારે 'ડેઇઝી' નામનું એક ફુલ તે રેતીના આકારમાં દેખાઇને અદ્રસ્ય થઈ ગયું હતું. તે જ ફુલનો આકાર ફરીથી લાવવાને એક અઠવાડીઆ સુધી ગાઇને તેણે મહેનત કરી ત્યારે થયું અને તે વખતે તેણે જાણ્યું કે તે ફુલ લાવવા માટે અમુક રાગ જ ગાવો જોઇએ. શ્રોતા વર્ગનો આનંદ આથી વધતો ગયો. ત્યારપછી દરિયાઈ જાનવરોના દેખાવો રેતીપર દૃષ્ટિગોચર થયા અને તેના પછી વૃક્ષો દેખાવા લાગ્યાં. કેટલાંક વૃક્ષોપરથી ફળ પડતાં હતાં અને કેટલાંક વૃક્ષો ખડકો ઉપર આવેલાં દેખાતાં હતાં, તેમજ કેટલાંક વૃક્ષો પાછળ દરિઆનો દેખાવ હતો. એ બધો દેખાવ તે જોનારાઓને જાપાનના સૃષ્ટિસૌંદર્યના જેવો લાગ્યો હતો.

સ્વરની શક્તિ કેટલી અદ્ભુત છે તે આ ઉપરથી જણાઈ આવે છે. આવી જ વાતો આપણા પ્રાચીન ગ્રંથોમાં ઘણીએ કહી છે, પરન્તુ તેમાં આજકાલના તાર્કિકોની શ્રદ્ધા બેસતી નથી, ત્યારે આવા હાલના પ્રયોગો જે દૃષ્ટિ સમીપે બતાવવામાં આવે છે તે ગમે તેવા ક્ષુદ્ર હોય છતાં તેમાં લોકોની શ્રદ્ધા બેસે છે. આ પરથી ચાર મુખ્ય બાબતો સિદ્ધ થાય છે. (૧) સ્વરો આકારોને ઉત્પન્ન કરે છે, (૨) અમુક સ્વર અમુક આકાર જ ઉત્પન્ન કરે છે, (૩) જો તમારે કોઈ ખાસ આકાર જોઈતો હોય તો અમુક તાલ પ્રમાણે અમુક સ્વરનો જ ઉચ્ચાર કરવો જોઇએ અને (૪) તે કાર્યને માટે કોઇ પણ સ્વર અથવા કોઇ પણ તાલ સરખો સ્વર ઉત્પન્ન કરતો હોય તોપણ તે ઉપયોગી થાય નહિ. હવે એ જ બાબતો મંત્ર-શાસ્ત્રને લાગુ કરીશું એટલે ધર્મગ્રંથોમાં આપેલી સૂચનાઓ કેવી અક્ષરશઃ અનુસરાવી જોઇએ તે સમજી શકાશે. એક મંત્રમાં 'વહ્નિ' શબ્દ હોય તેની જગ્યાએ 'અગ્નિ' શબ્દ મૂકવામાં આવે, તોપણ તે ઇષ્ટ અસર નીપજાવી શકે નહિ, જો કે કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે બન્ને શબ્દોની સરખી માત્રા છે અને બન્નેનો અર્થ પણ સરખો જ છે. એ જ પ્રમાણે એક મંત્રના શબ્દો અથવા અક્ષરોની રચનાને તમે બદલાવી

નાંખીને ગમે તેમ આડા અવળા અક્ષરો મૂકો તોપણ તે ઇષ્ટ આંદોલનો નીપજાવી શકે નહિ અને તેથી તે મંત્ર અફળ ગએલો લેખાય. આ જ કારણને લીધે મંત્રોનો ઉચ્ચાર બહુ જ શુદ્ધ, પૂર્ણ અને નિયમિત રીતે કરવાનું ફરમાન કરતાં કહેવામાં આવ્યું છે કે न हि मन्त्रोऽक्षरन्यूनो निहन्ति विषवेदनाम् । એ ઉચ્ચારોની શુદ્ધિ માત્ર ગુરુગમ્યતાથી શીખી શકાય છે, કારણ-કે અક્ષર તો તેનું સ્વરૂપ છે, પરન્તુ તે ઉપરથી કાંઇ ધ્વનિ કે સ્વરનું સૂચન થતું નથી અને તે સૂચન તો ગુરૂના મુખથી જ થઇ શકે છે. મંત્રના ઉચ્ચારની શુદ્ધિ વિના મંત્રનો ગમે તેટલો જાપ નિરર્થક છે.

'ધ્વનિ'ને માટે સંસ્કૃત ભાષામાં 'વર્ણ' શબ્દ છે અને 'વર્ણ'નો અર્થ 'રંગ' પણ થાય છે. અદૃશ્ય સૃષ્ટિમાં દરેક શબ્દની સાથે રંગ પણ ઉત્પન્ન થાય છે અને તેથી જુદા જુદા રંગના આકારો ઉત્પન્ન થાય છે. સઘળા રંગોનું જેમાં એકી-કરણ થાય છે તેને સંસ્કૃત ભાષામાં 'રવિ' (સૂર્ય) કહે છે. 'રવ' શબ્દનો અર્થ 'ધ્વનિ' થાય છે. મીસીસ હુસ્સના પ્રયોગોની આકૃતિઓ ઉપરથી તેમાં ચોક્કસ રંગોનું પણ સૂચન થએલું જણાય છે.

મંત્રશાસ્ત્રમાં પણ આ વાત વિસરી જવામાં આવી

નથી. જૂદા જૂદા દેવતાઓના આવાહનમાં જૂદા જૂદા મંત્રોનો ઉપયોગ કરવામાં આવે છે. જે દેવની ભક્તિ કરવા આપણે ઇચ્છતા હોઇએ તે દેવના મંત્રનું વારંવાર ઉચ્ચારણ કરવાથી ઉચ્ચ ભૂમિકા ઉપર અર્થાત્ સૂક્ષ્મ–માનસિક સૃષ્ટિ ઉપર તે દેવનો આકાર બંધાય છે, અને તે દેવની પવિત્ર તથા શુભ શક્તિઓને આપણી તરફ આકર્ષવાનું તે કેંદ્ર અથવા મધ્યબિંદુ બને છે, અને તે માટે જ મંત્ર વિના દેવતા છે જ નહિ એવું કથન આર્ય ગ્રંથોમાં કરેલું છે. તાત્પર્ય એ છે કે અમુક દેવનો અમુક મંત્ર બરાબર શુદ્ધ રીતે ઉચ્ચારાય છે, ત્યારે તે મંત્રથી ઉત્પન્ન થતાં આંદોલનો એક આકાર ઉત્પન્ન કરે છે અને તે આકારમાં તે દેવ તેટલો વખત આવીને નિવાસ કરે છે તથા ભક્તની મનઃકામના પૂરી કરવાને પોતાની શક્તિને તે તરફ મોકલે છે. આ પ્રમાણે પાશ્ચાત્ય વિદ્યા આપણી ગૂઢ પ્રાચીન વિદ્યા ઉપર પ્રકાશ પાડીને આપણી અમૂલ્ય લેખાતી વિદ્યાઓ કેટલી મહત્ત્વની છે તેની પ્રતીતિ કરાવે છે.

જેઓ ચંચળ અને નિર્બળ મનનાં મનુષ્યો હોય છે, તેઓ મંત્ર અને તેના પ્રભાવની વાતો સાંભળીને અથવા વાંચીને એવી ઇચ્છાવાળાં બની જાય છે કે જાણે પોતે પણ મોટી મોટી સિદ્ધિઓ પ્રાપ્ત કરે, અનાયાસે લક્ષ્મી મેળવે અથવા

લોકો સમક્ષ પોતે ચમત્કાર બતાવી તેઓને આશ્ચર્યથી સ્તંભિત બનાવી દે! પરન્તુ તેઓએ સમજવું જોઇએ કે જો કે મંત્રશાસ્ત્ર સત્ય તેમ જ ઉપયોગી છે, પરન્તુ તે સાથે તે કષ્ટસાધ્ય પણ છે, તેથી કેવળ સાધારણ માણસો તેનો લાભ લઈ શકતા જ નથી. એ પ્રકારની સિદ્ધિને માટે માનસિક તેમજ શારીરિક બળની મોટી આવશ્યકતા છે. મનમાં માઠા વિચાર, માઠા ભાવ કે અપવિત્રતા હોય તો મંત્ર કશું કામ આપતો નથી. ચંચળ મનને એક જગ્યાએ મજબૂત બાંધી રાખવાની પણ તેટલી જ જરૂર છે. ચિત્તની એકાગ્રતાવિના મંત્રમાં આરાધેલા દેવનું આકર્ષણ થઇ શકતું નથી. વિષયલાલસા, કામવાસના વગેરેથી મનને કદી વિચલિત થવા દેવું જોઇએ નહિ. તે સાથે શરીર પણ અતિ સહનશીલ હોવું જોઇએ, કારણકે મંત્રસાધનાવાળાના શિરપર અનેક સમય ઉપદ્રવ, કષ્ટ વગેરે આપત્તિઓ પર્યા કરે છે. શાસ્ત્રોમાં એવા અનેક દષ્ટાંતો જોવામાં આવે છે કે જેમાં કોઇ કોઇ મંત્રસાધનથી વિક્ષિપ્ત બની ગયા હોય અથવા ભયથી જાન પણ ગુમાવી બેઠા હોય. તેટલા માટે માનસિક અને શારીરિકબળ નહિ ધરાવનારાઓએ મંત્રને ચાળે ચડવું જોઇતું નથી. આ સૂચનાઓ ઉપર જનસમાજે ખાસ વિશેષ લક્ષ આપવાની જરૂર છે.

---

# मंत्र-साधना.

'મંત્રશક્તિ' વિષે સમજણ મેળવ્યા પછી 'મંત્ર-સાધના' વિષે સમજણ મેળવવાની જરૂર છે. સાધનાને કેટલાકો કેવળ નિર્જીવ અથવા સરલ વસ્તુ માને છે, પરન્તુ વસ્તુતઃ તેમ નથી; તેમ જ એ કેવળ અસાધ્ય પણ નથી—માત્ર પરિશ્રમ-સાધ્ય છે અને પૂર્ણ શ્રદ્ધાથી જ પરિશ્રમ ઉઠાવવો જોઇએ. મંત્રની પૂર્ણ સાધના એક વાર કરવાથી તે મંત્ર સિદ્ધ થાય છે અને એ સિદ્ધ થએલો મંત્ર જ ઇષ્ટફળદાયક નીવડે છે. આ ગ્રંથમાં સાધના અથવા સિદ્ધિને માટે જે વિધિ બતાવવામાં આવેલો છે તે વિધિ પ્રત્યેક મંત્ર તથા યંત્રને માટે પૃથક્ પૃથક્ છે, પરન્તુ એ વિધિ કરતાં પહેલાં જે લક્ષ રાખવાનું હોય છે તે નહિ રાખવામાં આવવાથી અને માત્ર શુષ્ક રીતે વિધિ કર્યે જવાથી તે સાધના ફળદાયક નીવડતી નથી, એટલું જ નહિ પણ કેટલીક વાર તે વિપરીત પરિણામ લાવી આપે છે, એવું કેટલાક સાધકોના અનુભવ ઉપરથી માલૂમ પડયું છે; તેવી જ રીતે યથાવિધિ સાધના કરનારા આસ્થાશીલ સાધકોને તે ઇષ્ટ-ફળદાયક પણ થયા છે. મંત્રજાપ પૂર્વે સાધના આવશ્યક છે અને સાધના સિવાયનો જાપ પૂર્ણફળદાયક થતો નથી.

**શ્રદ્ધા**—પ્રથમ આવશ્યકતા શ્રદ્ધાની છે. 'મંત્ર' એ એક એવી સ્વરરચના છે કે જેનો યોગ્ય વિધિસર કરવામાં આવેલો ઉચ્ચાર મનુષ્યથી પર એવા દેવાત્માઓ સુધી આંદોલનો ઉપજાવી તેમના પર અસર કરે છે અને તેઓ સાધક તરફ આકર્ષાઈ તેમનાં ઇષ્ટ કાર્યમાં સહાનુભૂતિ તથા સહાય આપે છે. એક મનુષ્ય બીજા મનુષ્ય પાસે જઈ તેની સ્તુતિ કરે તો એ સ્તુતિથી આકર્ષાઈ બીજો મનુષ્ય તેના પ્રત્યે સહાનુભૂતિ ધારણ કરે અને સહાય પણ કરે; પરન્તુ જગત્‌માં ઘણી વાર જોવામાં આવે છે તેમ જો એવી જ સ્તુતિ એવો માણસ કરે છે કે જેને સામા મનુષ્યની સહાનુભૂતિ પ્રાપ્ત થાય એવી શ્રદ્ધા જ હોતી નથી, તો તેના અશ્રદ્ધાળુ દિલની અસર અદૃશ્ય અને સ્વાભાવિક રીતે જ સામા મનુષ્ય ઉપર થાય છે અને સામા મનુષ્યનું હૃદય આકર્ષાતું નથી. અશ્રદ્ધાપૂર્વક ઉચ્ચારાએલા સ્તુતિના શબ્દો ગમે તેવા સુંદર અને અર્થવાહક હોવા છતાં તેની ઇષ્ટ અસર થતી નથી તેનું કારણ એ છે કે એ શબ્દોની પાછળ જે અશ્રદ્ધા રહેલી હોય છે તેનાં જ આંદોલનો સ્તુતિનાં આંદોલનો કરતાં બળવત્તર નીવડીને સ્તુતિની અસરને નિર્મૂળ કરે છે. આ જ ન્યાય મંત્રસિદ્ધિને લાગુ પડે છે. કોઈ પણ અશ્રધ્ધાયુક્ત કર્મ સફળ નીવડતું નથી એ પહેલાં ધ્યાનમાં રાખવાની જરૂર છે.

**શુદ્ધિ**—શ્રદ્ધાવડે માનસિક શુદ્ધિ સ્થાપ્યા પછી બાહ્ય શુદ્ધિ પણ જાળવવામાં આવવી જોઇએ. મંત્રસાધના કરવાને સ્થળે કોઈ પણ અશુદ્ધ વસ્તુ રહેવી ન જોઇએ. લોહીનાં બિંદુ, અશુદ્ધિથી ખરડાએલાં વસ્ત્રો અથવા ઉપાનહ, રજસ્વળા સ્ત્રી, ઇત્યાદિ અશુચિઓ એ સ્થળેથી ઘણે દૂર રાખવી જોઇએ અને મંત્રસાધના કર્યા પૂર્વે એ સ્થળની આસપાસની સવા ગજ ભૂમિ ગોમય તથા સ્વચ્છ જળથી સૌભાગ્યવતી, પુત્રવતી, આનંદી અને શુચિવસ્ત્રાલંકારભૂષિતા સ્ત્રી પાસે લીંપાવી શુચિતા સિદ્ધ કરવામાં આવવી જોઇએ અને મંત્રસાધના કર્યા પૂર્વે ૧૦-૧૨ ઘડી પૂર્વે જ એ શુચિતા સિધ્ધ કરવામાં આવવી જોઇએ; નહિતો લાંબા વખત પૂર્વે શુચિતા કરવામાં આવ્યાથી અજાણપણે કાંઈ અશુચિ પદાર્થનો સ્પર્શ એ સ્થળને થઈ જવાનો સંભવ રહે છે. શુચિતા સિદ્ધ થયા પછી એ સ્થાનની હદ બાંધી મંડળ કરી તેનું નિમંત્રણ કરવું.

**સ્થિરાસન**—સાધકનું આસન સ્થિર હોવું જોઇએ, એટલે ભૂમિ ઉપર જ તેણે સાધના કરવી જોઇએ. માળ ઉપર સાધના કદાપિ થાય જ નહિ, કારણકે માળ એ અસ્થિર આસન લેખાય છે. ખુરશી કે એવું બીજું આસન કે જેના

પાયા ડગમગવાનો સંભવ છે તેનો પણ સર્વથા ત્યાગ કરવો જોઇએ. માત્ર શુચિ વસ્ત્રાસન વિશેષ હિતકર છે.

**સાધન**—માળા, ધૂપ-દીપાદિ સાધન સાધનામાં આવશ્યક છે, પરન્તુ એ સાધનોમાં કશી જ અપૂર્ણતા રહેવી ન જોઇએ. જ્યાં ધપ કે માળાનો પ્રકાર કિંવા રંગ સૂચવ્યો હોય ત્યાં તે પ્રકાર કે રંગ જાળવવો જોઇએ અને તેની પ્રાપ્તિમાં પ્રમાદ સેવવો અનિષ્ટ છે. યંત્ર માટે બનતાંસુધી ભોજપત્રનો તથા પવિત્ર વસ્તુઓની બનેલી શાહીનો ઉપયોગ કરવો.

**ઉપસાધક**—કોઇ નિર્બળ મનના સાધકો સાધના વખતે ભય પામી જાય છે અથવા સાધનાનાં સાધનોમાં કાંઇ અપૂર્ણતા માલૂમ પડતાં મંત્રજાપથી ચિત્તનું સ્ખલન થવા દે છે. આથી ઇષ્ટસિદ્ધિમાં વ્યતિકર નીપજે છે; તેટલા માટે સાધકે શુચિવસ્ત્રયુક્ત શ્રધ્ધાળુ ઉપસાધકને પાસે રાખવો, જે ધૂપ-દીપાદિને યથાસ્થિત જાળવે, સાધકને અન્ય ભય લાગવા ન દે, અને તેના જાપને સ્થિર ચિત્તે ચાલવા દે. ઉપસાધકને દરેક સૂચના અગાઉથી આપી રાખવી કે જેથી સાધના વખતે તે સાધકને કશી પૃચ્છા ન કરે.

**મંત્રસંબંધ**—પ્રત્યેક મંત્રનો સંબંધ પ્રત્યેક વ્યક્તિ સાથે હમેશાં ઇષ્ટ જ હોતો નથી. એક મંત્ર સાથે એક વ્યક્તિનો

સંબંધ સુસાધ્યતાનો હોય છે, તે જ મંત્ર સાથે બીજી વ્યક્તિનો સંબંધ કષ્ટસાધ્યતાનો હોય છે, ત્રીજી વ્યક્તિનો સંબંધ અપૂર્ણ સાધ્યતાનો હોય છે અને ચોથી વ્યક્તિનો સંબંધ અનિષ્ટોત્પાદકતાનો હોય છે, તેટલા માટે મંત્ર સાથેનો પોતાનો સંબંધ કોઈ જ્ઞાતા મનુષ્ય પાસેથી જાણીને જો ઇષ્ટસિધ્ધિ માટે એ મંત્ર કિંવા યંત્ર ઉપયુક્ત હોય, તો જ તેની સાધના માટે યત્ન કરવો અને નહિતો તેથી દૂર રહેવું. *

---

* આ પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પડ્યા પછી કેટલાક સાધનાના જિજ્ઞાસુઓએ આ પુસ્તકના પ્રકાશકને અનેક પ્રકારના પ્રશ્નો કરેલા, અનેક પ્રકારનાં સાધનો કયાંથી પ્રાપ્ત થશે અને કેવાં જોઇએ ઇત્યાદિ માહિતી માંગેલી અને બીજી અનેક શંકાસમાધાનની માંગણીઓ કરેલી. એ માંગણીઓ જૂદા જૂદા પત્રોથી પૂરી પાડવાનું નહિ બની શકવાથી આ બીજી આવૃત્તિમાં સામાન્ય ઉપયોગની માહિતી આપીને બનતી સ્પષ્ટતા કરવા યત્ન કર્યો છે. એથી વિશેષ સ્પષ્ટતા તથા શંકાઓનું સમાધાન તો વ્યક્તિગત રીતે જ થઈ શકે અને તે માટે તે વિષયના જ્ઞાતાઓ પાસેથી સ્પષ્ટતા તથા સમાધાન પ્રાપ્ત કરવાં: છતાં એવી સગવડ ન હોય તેમણે પ્રકાશકને પત્ર લખવો.

# भक्ताम ना क्षेपक श्लोको.

'ભક્તામર'ના ચાર ક્ષેપક શ્લોકો આ નીચે આપ્યા છે, જે ૩૧ થી ૩૪ સુધીના કહેવાય છે. તે અશુદ્ધ હતા, તેથી તેને સુધારવાની કૃપા પં. મુનિ શ્રી રત્નચંદ્રજીએ કરી છે.

त्रिष्वग्विभोः सुमनसः किल वर्षयन्ति ।
दिग्बन्धनाः सुमनसः किमु ते वदन्ति ॥
त्वत्सङ्गताविहसतां जगती समस्ता-
स्त्यामोदिनीविहसता मुदयेन धाम्नः ॥ १ ॥

द्वेधापि दुस्तरतमः श्रमविप्रणाशा-
त्साक्षात्सहस्रकरमण्डलसम्भ्रमेण ।
वीक्ष्य प्रभोर्वपुषि काञ्चनकाञ्चनाभां ॥
प्रोद्बोधितं भवति कस्य न मानसाब्जम् ॥ २ ॥

भाषाविशेषपरिणामविधौ पटिष्ठो ।
जीवादितत्त्वविशदीकरणे समर्थः ॥
दिव्यध्वनिर्ध्वनितदिग्वलयस्तवार्हन्-
न्नाकर्षति प्रवरमोक्षपथे मनुष्यान् ॥ ३ ॥

विश्वैकजैत्रभटमोहमहामहेन्द्रं ।
सद्योजिगाय भगवन्निगदन्निवेत्थम् ॥
सन्तर्जयन् युगपदेव भयानि पुंसां ।
मन्द्रध्वनिर्नदति दुन्दुभिरुच्चकैस्ते ॥ ४ ॥

# ऋद्धि, मंत्र अने साधनाविधि.

---

ભક્તામર સ્તોત્રના પ્રત્યેક શ્લોકમાં મંત્રોના બીજાક્ષર બુદ્ધિમત્તા તથા પાંડિત્યપૂર્વક નિવેશિત કરવામાં આવ્યા છે. તેથી સામાન્ય માણસો તેમાં ગતિ કરી શકે એ બહુ જ કઠીન બલ્કે અસંભવિત છે; તેટલા માટે એ વિષયને ગુરૂગમ્યતાથી સમજવાની જરૂર છે. આ નીચે પ્રત્યેક શ્લોકના ઋદ્ધિ, મંત્ર અને સાધનવિધિ તથા છેવટે તેના યંત્રો પ્રાચીન ગ્રંથોમાં આપ્યા મુજબ ઉતારવામાં આવ્યાં છે:—

१ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं णमो जिणाणं ह्रां ह्रीं ह्रूं ह्रौं ह्रः अ सि आ उ सा अप्रतिचक्रे फट् विचक्राय झ्रौं झ्रौं स्वाहा। **मंत्र** ॐ ह्रां ह्रीं ह्रूं श्रीं क्लीं ब्लूं क्रौं ॐ ह्रीं नमः स्वाहा। **વિધિ**—પવિત્ર ભાવોની સાથે પ્રતિદિન ૧૦૮ વાર ઋદ્ધિ મંત્રનો જાપ કરવો અને યંત્રને પાસે રાખવો. એથી સર્વ પ્રકારના ઉપદ્રવ નષ્ટ થાય છે.

२ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो ओहीजिणाणं। **मंत्र**—ॐ ह्रीं श्रीं क्लीं ब्लूं नमः। **વિધિ**—કાળાં વસ્ત્રો પહેરે, કાળી માળા લઇને કાળા આસન પર બેસે, પૂર્વ દિશા તરફ મ્હોં કરીને દંડાસને

બેસી ૨૧ દિવસ સુધી રોજ ૧૦૮ વાર અથવા ૭ દિવસ સુધી રોજ ૧૦૦૦ વાર ઋદ્ધિમંત્રનો જાપ કરવાથી શત્રુ નષ્ટ થાય છે, માથું દુઃખવું બંધ થાય છે અને યંત્ર પાસે રાખવાથી નજર બંધ થાય છે. મંત્ર સાધતાંસુધી મીઠાનો હોમ કરવો જોઇએ અને દિવસમાં એક વાર ભોજન કરવું જોઇએ.

૩ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं परमोही जिणाणं । **मंत्र**—ॐ ह्रीं श्रीं क्लीं सिद्धेभ्यो बुद्धेभ्यो सर्वसिद्धिदायकेभ्यो नमः स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રને કમળકાંકણીની માળા દ્વારા ૭ દિવસ સુધી રોજ ત્રણ વખત ૧૦૮ વાર જપવાં જોઇએ. હોમને માટે દશાંગ ધૂપ જોઇએ અને ચડાવવાને ગુલાબનાં ફૂલ જોઇએ. લોટામાં પાણી મંત્રીને ૨૧ દિવસ સુધી મ્હોંપર છાંટવાથી સર્વે પ્રસન્ન થાય છે અને યંત્ર પાસે રાખવાથી શત્રુની નજર બંધ થાય છે.

૪ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो सव्वोहि जिणाणं । **मंत्र**—ॐ ह्रीं श्रीं क्लीं जलयात्रादेवताभ्यो नमः स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રનો સફેદ માળા વડે ૭ દિન સુધી રોજ ૧૦૦૦ વાર જાપ કરવો, સફેદ ફૂલ ચડાવવાં, એક વખત જમવું અને ભોંયે સુવું. યંત્ર પાસે રાખીને અને भ्यो नमः स्वाहा એ મંત્રદ્વારા એક એક કાંકરીને સાત સાત વાર મંત્રી એ જ પ્રમાણે ૨૧ કાંકરીઓને જળમાં નાંખવાથી જાળમાં માછલીઓ પકડાતી નથી.

૫ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो अणंतोहि जिणाणं। **मंत्र**—ॐ ह्रीं श्रीं क्लीं क्रौं सर्वसंकटनिवारणेभ्यः सुपार्श्वयक्षेभ्यो नमो नमः स्वाहा। **વિધિ**—પીળાં વસ્ત્રો પહેરીને ૭ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ કરવા, પીળાં પુષ્પ ચડાવવાં અને કેંદુનો ધૂપ કરવો. જેની આંખો દુખતી હોય તેણે આખો દિવસ ભુખ્યા રહીને સાંજે મંત્ર દ્વારા ૨૧ વાર મંત્રેલા પતાસાને જળમાં ઘોળીને પીવાથી અથવા આંખોપર છાંટવાથી દુખતી આંખો મટી જાય છે. યંત્ર પાસે રાખવો જોઇએ.

૬ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो कुट्ठबुद्धीणं। **मंत्र**—ॐ ह्रीं श्रां श्रीं श्रूं श्रः हं सं थ थ थः ठः ठः सरस्वती भगवती विद्याप्रसादं कुरु कुरु स्वाहा। **વિધિ**—લાલ વસ્ત્રો પહેરીને ૨૧ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ કરવા અને યંત્રને પાસે રાખવો જેથી વિદ્યા બહુ જ ઉતાવળે ચડે છે. વિખૂટો પડેલો માણસ આવી મળે છે. વિધિમાં લાલ ફૂલો જોઇએ, ધૂપ કેંદુનો જોઇએ, ભોંયે સૂવું જોઇએ અને એક વખત જમવું જોઇએ.

૭ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो बीजबुद्धीणं। **मंत्र**—ॐ ह्रीं हं सं श्रां श्रीं क्रौं क्लीं सर्वदुरितसंकटक्षुद्रोपद्रवकष्टनिवारणं कुरु कुरु स्वाहा। **વિધિ**—લીલા રંગની માળાથી ૨૧ દિવસ સુધી રોજ ૧૦૮ વાર જાપ કરવો અને યંત્ર ગળામાં બંધવાથી સર્પનું

વિષ ઉતરી જાય છે અને કોઇ પ્રકારનું વિષ ચડતું નથી. તે ઉપરાંત ઋદ્ધિ મંત્ર દ્વારા ૧૦૮ વાર કાંકરી મંત્રીને સર્પના માથાપર મારવાથી સર્પ કીલિત થઇ જાય છે. આ વિધિમાં યંત્ર લીલો અને ધૂપ લોબાનનો કરવો જોઇએ.

૮ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो अरिहंताणं णमो पादाणुसारिणं। **मंत्र**—ह्रां ह्रीं ह्रूं ह्रः अ सि आ उ सा अप्रतिचक्रे फट् विचक्राय झ्रौं झ्रौं स्वाहा। ॐ ह्रीं लक्ष्मणरामचन्द्रदेव्यै नमः स्वाहा। **વિધિ**—અરીઠાનાં બીજની માળાથી ૨૧ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ કરવાથી અને યંત્ર પાસે રાખવાથી સર્વ પ્રકારનાં અરીષ્ટ દૂર ટળે છે. લવણની ૭ કાંકરી લઇને એકેકને ૧૦૮ વાર મંત્રી કોઇ પીડિત અંગને ઝાડવાથી પીડા મટી જાય છે. આ વિધિમાં ધૂપ ગુગળનો કરવો જોઇએ અને તે લવણની કાંકરીને હોમમાં રાખવી જોઇએ.

૯ **ऋद्धि**—ॐ ह्रीं णमो अरहंताणं णमो संभिण्ण सोदराणं ह्रां ह्रीं ह्रूं फट् स्वाहा। **मंत्र**—ॐ ह्रीं श्रीं क्रौं क्लीं रः रः हं हः नमः स्वाहा। **વિધિ**—ચાર કાંકરી ૧૦૮ વાર મંત્રીને ચારે દિશાઓમાં ફેંકવાથી અને યંત્ર પાસે રાખવાથી રસ્તો કીલિત થઇ જાય છે, કોઇ પ્રકારનો ભય રહેતો નથી અને ચોર ચોરી કરી શકતો નથી.

૧૦ ऋद्धि—ॐ ह्रीं अर्हं णमो सयं बुद्धीणं । मंत्र—जन्मसध्यान जन्मतो वा मनोत्कर्षधृतावादिनोर्यानाक्षान्ता भावे प्रत्यक्षा बुद्धान्मनो ॐ ह्रां ह्रौं ह्रः श्रां श्रीं श्रूं श्रः सिद्धबुद्धकृतार्थो भव भव वषट् सम्पूर्णं स्वाहा विधि—ઉક્ત ઋદ્ધિ મંત્રની આરાધનાથી તથા યંત્ર પાસે રાખવાથ કૂતરાનું વિષ ઉતરી જાય છે અને લવણની કાંકરી લઇ પ્રત્યેક ૧૦૮ વાર મંત્રી ખાવાથી કૂતરાનું વિષ અસર કરતું નથી પીળા રંગની માળાથી મંત્રી આરાધના કરવી જોઇએ અ ધુપ કુંદુનો કરવો. ૭ અથવા ૧૦ દિન સુધી ૧૦૮ વાર જા કરવો જોઇએ.

૧૧ ऋद्धि—ॐ ह्रीं अर्हं णमो पत्तेयबुद्धीणं । मंत्र—ॐ ह्रीं श्रीं श्रां श्रीं कुमतिनिवारिण्यै महामायायै नमः स्वाहा । વિધિ—સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી, ધૂપ, દીપ, નૈવેદ્ય, ફળ લઇ પ્રસન્ન ચિત્તથ ઉભા રહી સફેદ માળાથી ૧૦૮ વાર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી જેને બોલાવવાની ઇચ્છા હોય તે આવી શકે છે લાલ માળાથી ૨૧ દિવસ સુધી રોજ ૧૦૮ વાર જપવાથી પણ એ પ્રમાણે ફળ મળે છે. આ વિધિમાં ધૂપ કુંદુનો કરવો.

૧૨ ऋद्धि—ॐ ह्रीं अर्हं णमो बोही बुद्धीणं । मंत्र—ॐ आं अं अः सर्वराजाप्रजामोहिनी सर्वजनवश्यं कुरु कुरु स्वाहा । વિધિ—યં

પાસે રાખવો અને ૧૦૮ વાર ઉક્ત મંત્રવડે તેલ મંત્રીને હાથીને પાવાથી તેનો મદ ઉતરી જાય છે. ૪૨ દિનસુધી રોજ ૧૦૦૦ જાપ લાલ માળાથી જપવા જોઇએ અને ધૂપ દશાંગ વાપરવો.

१३ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो ऋजु मदीणं । **मंत्र**—ॐ ह्रीं श्रीं हं सः ह्रौं ह्रां ह्रीं द्रां द्रीं द्रौं द्रः मोहनी सर्वजनवश्यं कुरु कुरु स्वाहा । **વિધિ**—યંત્ર પાસે રાખવો અને ૭ કાંકરી લઇ પ્રત્યેકને ૧૦૮ વાર મંત્રી ચારે તરફ ફેંકવાથી ચોર ચોરી કરી શકતા નથી અને રસ્તામાં કોઇ પ્રકારનો ભય રહેતો નથી. પીળી માળાવડે ૭ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ કરવા જોઇએ. ધૂપ કુંદુનો કરવો, ભોંયે સૂવું અને એક વખત જમવું.

१४ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो विउल मदीणं । **मंत्र**—ॐ नमो भगवती गुणवती महामानसी स्वाहा । **વિધિ**—યંત્ર પાસે રાખવો અને ૭ કાંકરી લઇ પ્રત્યેકને ૨૧ વાર મંત્રી ચારે બાજુએ ફેંકવાથી વ્યાધિ શત્રુ વગેરેનો ભય નષ્ટ થાય છે, લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે અને વાત રોગ નષ્ટ થાય છે.

१५ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो दसपुव्वीणं । **मंत्र**—ॐ नमो भगवती गुणवती सुसीमा पृथ्वी वज्रशृंखला मानसी महामानसी स्वाहा । **વિધિ**—યંત્ર પાસે રાખવો અને મંત્રવડે ૨૧ વાર તેલ મંત્રીને મ્હોંપર લગાડવાથી રાજદરબારમાં સન્માન થાય, સૌભાગ્ય વધે

અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય. ૧૪ દિન સુધી રોજ લાલ માળાવડે ૧૦૦૦ જાપ કરવા, દશાંગ ધૂપ કરવો અને એક વાર જમવું.

१६ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो चउदस पुव्वीणं । **मंत्र**—ॐ नमो मंगला सुसीमा नाम देवी सर्वसमीहितार्थं वज्रशृंखला कुरु कुरु स्वाहा । **વિધિ**—યંત્ર પાસે રાખવો અને ૧૦૮ વાર મંત્ર જપી રાજદરબારમાં જવાથી પ્રતિપક્ષીની હાર થાય છે તથા શત્રુનો ભય રહેતો નથી. ૯ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ લીલા રંગની માળાવડે કરવા. ધૂપ કંદુનો કરવો.

१७ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो अट्ठांग महाकुसलाणं । **मंत्र**—ॐ णमो णमिऊण अट्टे मट्टे क्षुद्रविघट्टे क्षुद्रपीडा जठरपीडा भंजय भंजय सर्वपीडा सर्वरोगनिवारणं कुरु कुरु स्वाहा । **વિધિ**—યંત્ર પાસે રાખવો અને ચોખ્ખું પાણી મંત્રવડે ૨૧ વાર મંત્રી પાવાથી પેટની અસાધ્ય પીડા તથા વાયુશૂલ, ગોળો વગેરે સર્વ રોગ મટે છે. ૭ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ સફેદ માળાવડે કરવા અને ધૂપ ચંદનનો કરવો.

१८ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो विउयणयड्डिपत्ताणं । **मंत्र**—ॐ नमो भगवते जयविजय मोहय मोहय स्तंभय स्तंभय स्वाहा । **વિધિ**—યંત્ર પાસે રાખવો અને ૧૦૮ વાર મંત્ર જપવાથી શત્રુ અથવા શત્રુની સેનાનું સ્તંભન થાય છે. ૭ દિન સુધી રોજ ૧૦૦૦ જાપ લાલ માળાવડે કરવા, દશાંગ ધૂપ કરવો અને એક વાર ભોજન કરવું.

१९ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो विज्जाहराणं । **मन्त्र**—ॐ ह्रां ह्रीं ह्रूं ह्रः यक्ष ह्रीं वषट् नमः स्वाहा । **વિધિ**—યંત્ર પાસે રાખવાથી અને મંત્રને ૧૦૮ વાર જપવાથી પોતા ઉપર પ્રયોગ કરેલા બીજાના મંત્ર, વિદ્યા, મૂઠ, જાદૂ વગેરેની અસર થતી નથી. ઉચ્ચાટનનો ભય રહેતો નથી.

२० **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो चारणाणं । **मंत्र**—ॐ श्रां श्रीं श्रूं श्रः शत्रुभयनिवारणाय ठः ठः नमः स्वाहा। **વિધિ**—યંત્ર પાસે રાખવો અને મંત્રને ૧૦૮ વાર જપવાથી સંતાનપ્રાપ્તિ થાય છે, લક્ષ્મી મળે છે, સૌભાગ્ય વધે છે, વિજયલાભ થાય છે અને બુદ્ધિ વધે છે.

२१ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो पण्ण समणाणं । **मंत्र**—ॐ नमः श्रीमणिभद्र जय विजय अपराजित सर्वसौभाग्यं सर्वसौख्यं कुरु कुरु स्वाहा । **વિધિ**—મંત્રને ૪૨ દિન સુધી રોજ ૧૦૮ વાર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી સૌ પોતાને અધીન થાય છે.

२२ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो आगासगामिणं । **मंत्र**—ॐ नमो वीरहि जृंभय जृंभय मोहय मोहय स्तंभय स्तंभय अवधारणं कुरु कुरु स्वाहा । **વિધિ**—ડાકિની, શાકિની, ભૂત, પિશાચ, ચૂડેલ, જેને વળગ્યાં હોય તેને મંત્રવડે હલદરની ગાંઠને ૨૧ વાર મંત્રી ચવરાવવાથી અને ગળામાં યંત્ર બાંધવાથી ઉક્ત સર્વ પ્રકારના દોષ મટે છે.

૨૩ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो आसीविसाणं । **मंत्र**—ॐ नमो भगवती जयावती मम समीहितार्थं मोक्षसौख्यं कुरु कुरु स्वाहा । **વિધિ**—પહેલાં મંત્રને ૧૦૮ વાર જપીને પોતાના શરીરની રક્ષા કરવી, પછી જેને પ્રેત વળગ્યું હોય તેને ઝાડવું અને યંત્ર પાસે રાખવા, જેથી પ્રેત દૂર થાય છે.

૨૪ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो दिट्ठिविसाणं । **मंत्र**—स्थावर जंगम वायकृतिमं सकलविषं यद्भक्तेः अप्रणमिताय ये दृष्टिविषयान्मुनीन्ते वर्द्धमाण स्वामी सर्वहितं कुरु कुरु स्वाहा । ॐ ह्रां ह्रीं ह्रूं ह्रः अ सि आ उ सा झ्रां झ्रौं स्वाहा । **વિધિ**—મંત્રવડે ૨૧ વાર રાખ મંત્રીને દુખતા માથાપર લગાડવાથી અને યંત્ર પાસે રાખવાથી માથાની સઘળી પીડાઓ દૂર થાય છે. મંત્ર ૧૦૮ વાર રોજ જપવા જોઇએ.

૨૫ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो उग्गतवाणं । **मंत्र**—ॐ ह्रां ह्रीं ह्रौं ह्रः अ सि आ उ सा झ्रां झ्रौं स्वाहा । ॐ नमो भगवते जयविजयापराजिते सर्वसौभाग्यं सर्वसौख्यं कुरु कुरु स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી આરાધક ઉપર અગ્નિની અસર થતી નથી.

૨૬ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो दित्ततवाणं । **मंत्र**—ओम् नमो ह्रीं श्रीं क्लीं ह्रूं ह्रूं परजनशान्तिव्यवहारे जयं कुरु कुरु स्वाहा । **વિધિ**—ઋદ્ધિ મંત્રવડે ૧૦૮ વાર તેલ મંત્રીને માથે લગાડવાથી તથા યંત્ર પાસે રાખવાથી આધાશીશી વગેરે માથાના સઘળા રોગ મટે છે.

२७ **ऋद्धि**—ओम ह्रीं अर्हं णमो तत्तनवाणं । **मंत्र**—ओम् नमो चक्रेश्वरी देवी चक्रधारिणी चक्रेणानुकूलं साधय साधय शत्रुनुन्मूलयोन्मूलय स्वाहा। **વિધિ**—ઋદ્ધિ મંત્રની આરાધના કરવાથી અને યંત્ર પાસે રાખવાથી શત્રુ આરાધકને કશી હાનિ કરી શકતો નથી.

२८ **ऋद्धि**—ओम ह्रीं अर्हं णमो महातवाणं । **मंत्र**—ओम नमो भगवते जयविजय जृंभय जृंभय मोहय मोहय सर्वसिद्धिसम्पत्ति सौख्यं कुरु कुरु स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી સર્વ પ્રકારનાં કામ સિદ્ધ થાય છે, વ્યાપારમાં લાભ થાય છે, સુખ પ્રાપ્ત થાય છે અને વિજય મળે છે.

२९ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो घोरतवाणं। **मंत्र**—ॐ णमो णमिऊण पासं विसहर फुलिंगमंतो विसहर नामरकारमंतो सर्व सिद्धिमीहे इह समंताणं मण्णे जागई कप्प दुमचं सर्वसिद्धिः ओम् नमः स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રવડે ૧૦૮ વાર પાણી મંત્રીને પાવાથી અને યંત્ર પાસે રાખવાથી દુખતી આંખો સારી થાય છે.

३० **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो घोर गुणाणं । **मंत्र**—ओम नमो अट्टे मट्टे क्षुद्रविघट्टे क्षुद्रान् स्तंभय स्तंभय रक्षां कुरु कुरु स्वाहा । **ફલ**—ઋદ્ધિ મંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી શત્રુનું સ્તંભન થાયછે.

३१ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो घोरगुण परक्रमाणं । **मंत्र**—ओम् उवसग्गहरं पासं वंदामि कम्मघणमुक्कं विसहर विसणिर्णासिणं मंगलकल्लाण आवासं ओम ह्रीं नमः स्वाहा । **ફલ**—આ મંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી રાજમાન્ય થવાય છે.

૩૨ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो घोरगुण बंभचारिणं । **मंत्र**—ओम् नमो ह्रां ह्रीं ह्रूं ह्रः सर्वदोषनिवारणं कुरु कुरु स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રવડે અવિવાહિત બાલિકાએ કાંતેલું સૂતર ૧૦૮ વાર મંત્રી તેને ગળામાં બાંધવાથી અને યંત્ર પાસે રાખવાથી સંગ્રહણી આદિ પેટની સર્વ પીડાઓ નષ્ટ થાય છે.

૩૩ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो सव्वोसहि पत्ताणं । **मंत्र**—ओम् ह्रीं श्रीं क्लीं ब्लूं ध्यानसिद्धि परमयोगीश्वराय नमो नमः स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રવડે અવિવાહિત બાલિકાએ કાંતેલું સૂતર ૨૧ વાર મંત્રીને તેની બનાવેલી દોરી બાંધવાથી તથા ઝાડવાથી તથા યંત્રને પાસે રાખવાથી એકાંતરાઓ તરીઓ વગેરે સર્વ જાતના તાવ નાશ પામે છે.

૩૪ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो खिल्लोसहि पत्ताणं । **मंत्र**—ओम् नमो ह्रां श्रीं ऐं ह्रौं पद्मावत्यै देव्यै नमो नमः स्वाहा । **વિધિ**—કસુંબાના રંગથી રંગેલા સૂતરને ૧૦૮ વાર ઋદ્ધિ મંત્રવડે મંત્રી અને તેને ગુગળનો ધૂપ દઈ બાંધવાથી તથા યંત્રને પાસે રાખવાથી ગર્ભનું સ્તંભન થાય છે અને અસમયે ગર્ભનું પતન થતું નથી.

૩૫ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो जल्लोसहि पत्ताणं । **मंत्र**—ओम् नमो जय विजयापराजिते महालक्ष्मी अमृतवर्षिणी अमृतस्राविणी अमृतं भव भव वषट् सुधाय स्वाहा । **વિધિ**—ઉક્ત ઋદ્ધિ મંત્રની આરાધનાથી

અને યંત્ર પાસે રાખવાથી દુર્ભિક્ષ, ચોરી, મરકી, રાજભય વગેરે સર્વે નાશ પામે છે. આ મંત્રની આરાધના સ્થાનકમાં કરવી જોઇએ અને યંત્રનું પૂજન કરવું જોઇએ.

३६ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो विप्पोसहि पत्ताणं । **मंत्र**—ओम् ह्रीं कलिकुण्ड दण्डस्वामिन् आगच्छ आगच्छ आत्ममंत्रान् आकर्षय आकर्षय आत्ममंत्रान् रक्ष रक्ष परमंत्रान् छिन्द छिन्द मम समीहितं कुरु कुरु स्वाहा। **વિધિ—ઋદ્ધિ મંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી સંપત્તિલાભ થાય છે. ૧૨૦૦૦ જાપ લાલ પુષ્પવડે કરવા જોઇએ અને યંત્રનું પૂજન પણ સાથે કરતા રહેવું જોઇએ.**

३७ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो सव्वोसहि पत्ताणं । **मंत्र**—ओम् नमो भगवते अप्रतिचक्रे ऐं क्लीं ब्लूं ओम् ह्रीं नमो वांछित सिद्धयै नमो नमः अप्रतिचक्रे ह्रीं ठः ठः स्वाहा। **વિધિ—ઋદ્ધિ મંત્રવડે ૨૧ વાર પાણી મંત્રીને મ્હોંપર છાંટવાથી અને યંત્રને પાસે રાખવાથી દુર્જન વશ થાય છે, અને તેની જીભનું સ્તંભન થાય છે.**

३८ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो मणवलीणं । **मंत्र**—ओम् नमो भगवते महानागकुलोच्चाटिनी कालदष्टमृतकोत्थापिनी परमंत्र प्रणाशिनी देवि शासनदेवते ह्रीं नमो नमः स्वाहा। **ફલ—ઋદ્ધિમંત્ર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી ધનલાભ થાય છે.**

३९ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो वचवलीणं । **मंत्र**—ओम् नमो एषु वृत्तेषु वर्द्धमान तव भयहर वृत्तिवर्णा येषु मंत्राः पुनः स्मर्तव्या अतो नापरमंत्र

निर्वेदनाय नमः स्वाहा । **ફલ**—ઋદ્ધિમંત્ર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી સર્પનો ભય રહેતો નથી.

૪૦ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो कायबलीणं। **मंत्र**—ओम् ह्रां श्रीं ह्रां ह्रीं अग्नि उपशमन शान्ति कुरु कुरु स्वाहा । **વિધિ**—ઋદ્ધિ મંત્રવડે ૨૧ વાર મંત્રેલું પાણી ઘરની ચારે બાજુએ છાંટવાથી અને યંત્ર પાસે રાખવાથી અગ્નિનો ભય મટી જાય છે.

૪૧ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो खीरसवीणं । **मंत्र**—ओम् नमो श्रां श्रीं श्रं श्रः जलदेविकमले पद्म ह्रदनिवासिनि पद्मोपरिसंस्थिते सिद्धिं देहि मनोवाञ्छितं कुरु कुरु स्वाहा । **વિધિ**—ઋદ્ધિ મંત્ર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી રાજદરબારમાં સન્માન મળે છે અને ઝાડવાથી સર્પનું વિષ ઉતરે છે.

૪૨ **ऋद्धि**— ओम् ह्रीं अर्हं णमो सप्पिसवाणं । **मंत्र**—ओम् नमो णमिऊण विसहर—विष—प्रणाशन—रोग—शोक—दोष—ग्रह—कप्पदुमच्चजाई सुहनाम गहण सकल सुहदे ओम् नमः स्वाहा। **ફલ**—ઋદ્ધિ મંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી યુદ્ધનો ભય રહેતો નથી.

૪૩ **ऋद्धि**—ओम् ह्रीं अर्हं णमो महुरसवाणं । **मंत्र**—ओम् नमो चक्रेश्वरी देवी चक्रधारिणी जिनशासनसेवाकारिणी क्षुद्रोपद्रवविनाशिनी धर्मशान्तिकारिणी नमः कुरु कुरु स्वाहा। **ફલ**—ઋદ્ધિમંત્રની આરાધના અને યંત્રની પૂજાથી સર્વ પ્રકારનો ભય દૂર થાય છે તથા રાજદ્વારા ધનલાભ થાય છે.

૪૪ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो अमीयसवाणं । **मंत्र**—ॐ नमो रावणाय विभीषणाय कुंभकरणाय लंकाधिपतये महाबलपराक्रमाय मनश्चिंतितं कुरु कुरु स्वाहा । **ફલ**—ઋદ્ધિમંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી આપત્તિ દૂર થાય છે, સમુદ્રમાં તોફાનનો ભય રહેતો નથી અને સમુદ્રપાર કરી શકાય છે.

૪૫ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो अक्खीण महाणसाणं । **मंत्र**—ॐ नमो भगवती क्षुद्रोपद्रवशान्तिकारिणी रोगकष्टज्वरोपशमनं शान्ति कुरु कुरु स्वाहा । **વિધિ**—ઋદ્ધિમંત્રની આરાધનાથી અને યંત્ર પાસે રાખવાથી મોટામાં મોટો ભય મટી જાય છે, પ્રતાપ પ્રગટ થાય છે, રોગ નષ્ટ થાય છે અને ઉપસર્ગ વગેરેનો ભય રહેતો નથી.

૪૬ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो वड्ढमाणाणं । **मंत्र**—ॐ नमो ह्रां ह्रीं श्रीं ह्रूं ह्रौं ह्रः ठः ठः जः जः क्षां क्षीं क्षूं क्षः क्षयः स्वाहा । **વિધિ**—ઋદ્ધિમંત્ર જપવા, યંત્ર પાસે રાખવો, તથા તેની ત્રિકાળ પૂજા કરવાથી કેદખાનામાંથી છૂટકારો થાય છે, રાજા વગેરેનો ભય રહેતો નથી. રોજ ૧૦૮ વાર જાપ કરવા જોઇએ.

૪૭ **ऋद्धि**—ॐ अर्हं णमो वड्ढमाणाणं । **मंत्र**—ॐ नमो ह्रां ह्रीं ह्रूं ह्रः यक्ष श्रीं ह्रीं फट् स्वाहा । **વિધિ**—૧૦૮ વાર ઋદ્ધિ-મંત્રની આરાધના કરીને શત્રુપર ચડાઇ કરનારને વિજયલક્ષ્મી

પ્રાપ્ત થાય છે, શત્રુ વશ થાય છે, શત્રુનાં શસ્ત્રોની ધાર નકામી થઈ જાય છે અને બંદૂકની ગોળી, બરછી વગેરેના ઘા લાગતા નથી.

૪૮ **ऋद्धि**—ॐ ह्रीं अर्हं णमो सव्वसाहूणं । **मंत्र**—मह्नति महावीर वड्ढमाण बुद्धिरिसीणं ॐ ह्रां ह्रीं ह्रौं ह्रः अ सि आ उ सा झ्रौं झ्रौं स्वाहा । ॐ नमो बंभचारिणे अट्ठारहसहस्स सीलांगरथधारिणे नमः स्वाहा । **વિધિ**—૪૯ દિન સુધી ૧૦૮ વાર જપવાથી અને યંત્ર પાસે રાખવાથી મનોવાંચ્છિત કાર્યની સિદ્ધિ થાય છે અને જેને પોતાને અધીન કરવો હોય તેના નામનું ચિંતવન કરવાથી તે પોતાને વશ થાય છે.

---

# भक्तामरना यंत्रो.

' ભક્તામર ' સ્તોત્રનાં પદો, તેનાં ઋદ્ધિ-મંત્રો, તેમજ બીજા ઉપયુક્ત મંત્રોની રચના જેમાં કરવામાં આવી છે તેવા ૪૮ યંત્રો હવે પછીનાં ૪૮ પૃષ્ઠમાં આપવામાં આવ્યા છે. શુદ્ધિ માટે બનતી કાળજી રાખવામાં આવી છે, છતાં એમાંની કોઈ અશુદ્ધિ તરફ વાચકો પોતાની પાસેની હસ્તલિખિત પ્રતની સાથે મેળવીને પ્રકાશકનું લક્ષ દોરશે તો તેઓનો જૈન સમાજ ઉપર મોટો ઉપકાર થશે.

# ॥ यंत्र १ ॥

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-

मुद्योतकं दलितपापतमोवितानम् ।



सम्यक्प्रणम्य जिनपादयुगं युगादा-

वालम्बनं भवजले पततां जनानाम् ॥१॥

## ॥ यंत्र ८ ॥

मत्वेति नाथ तव संस्तवनं मयेद-



## ॥ यंत्र ९ ॥



# ॥ यंत्र १० ॥

नात्यद्भुतं भुवनभूषण भूतनाथ

भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः।



तुल्या भवन्ति भवतो ननु तेन किं वा

भूत्याश्रितं य इह नात्मसमं करोति॥१०॥

## ॥यंत्र ११॥

दृष्ट्वा भवन्तमनिमेषविलो[illegible]नीयं



नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः

पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिन्धोः

क्षारं जलं जलनिधेरसितुं क इच्छेत्

# ॥ यंत्र १३ ॥


वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि
निःशेषनिर्जितजगत्त्रितयोपमानम्।
यद्वासरे भवति पाण्डुपलाशकल्पम्॥१३॥

## ॥यंत्र १७॥

नास्तं कदाचिदुपयासि न राहुगम्यः

स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति ।

नाम्भोधरोदरनिरुद्धमहाप्रभावः

सूर्यातिशायिमहिमासि मुनीन्द्र लोके॥१७॥

ॐ ह्रीं अर्हं णमो अट्ठांगमहाणिमित्तकुसलाणं

[illegible]

[illegible]

पीडासर्वरोगनिवारणं कुरुस्वाहा।

| | | | |
|---|---|---|---|
| ॐ | न | मो | अ |
| जि | त | श | त्रु |
| प | रा | ज | यं |
| कु | रु २ | स्वा | हा |

## ॥ यंत्र २२ ॥



स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम्॥
ॐ ह्रीं अर्हं णमो आगासगामिणं
ॐ णमो वीरेहिं जृंभय जृंभय
मोहय मोहय स्तंभय स्तंभय
अवधारणं कुरु कुरु स्वाहा।

# ॥ यंत्र २४ ॥

त्वामव्ययं विभुमचिन्त्यमसंख्यमाद्यं

ॐ ह्रीं अर्हं णमो दिट्ठिविसाणं स्थावर जंगम



## ॥ यंत्र २८ ॥



## ॥ यंत्र ३०॥

कुन्दावदातचलचामरचारुशोभं

विभ्राजते तव वपुः कलधौतकान्तम्



उद्यच्छशांकशुचिनिर्झरवारिधार-

मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम्

# ॥ यंत्र ३६॥

उन्निद्रहेम नवपङ्कज पुञ्जकान्ती

पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ

पादौ पदानि तव यत्र जिनेन्द्र धत्तः

पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति

ॐ ह्रीं अर्हं णमो विप्पोसहिपत्ताणं ह्रीं

| ॐ | ह्रां | ह्रीं | श्रीं |
|---|---|---|---|
| म | ह्रां | ह्रीं | क्लीं |
| च | ह्रः | ह्रूं | ह्रूं |
| म | य | र | ह |

॥ यंत्र ३७ ॥



इत्थं यथा तव विभूतिर भूज्जिनेन्द्र
धर्मोपदेशनविधौ न तथा परस्य।
यादृक्प्रभा दिनकृतः प्रहतान्धकारा
तादृक्कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ॥३७
ॐ ह्रीं अर्हं णमो सव्वोसहि पत्ताणं ॐ नमो

# ॥ यंत्र ४० ॥

ॐ कल्पान्तकालपवनोद्धतवह्निकल्पं

ॐ ह्रीं अर्हं णमो काय बलीणं



दावानलं ज्वलितमुज्ज्वलमुत्स्फुलिंगम्

विश्वं जिघत्सुमिव सम्मुखमापतन्तं

त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम्

